# પઠાણકોટમાંનું શકિત-રહસ્ય.



કિમ્મત ૫ આના

# પઠાણકોટમાંનું
# શક્તિ-રહસ્ય

અથવા

કેટલીક કન્યાઓની પ્રાર્થનાથી
મદ્યપાનનિષેધના કામમાં
મળેલો વિજય.

અંગ્રેજીમાં કર્તા.
**મેરી જે. કેમ્પબેલ.**

ગુજરાતીમાં અનુવાદક:
**મી. મણીલાલ સી. પારેખ,** બી. એ.

પ્રથમાવૃત્તિ: ૧૦૦૦.

**સુરત:**
**ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળી.**
**૧૯૨૪.**

# પ્રસ્તાવના.

"પઠાણકોટમાંનું શક્તિ–રહસ્ય" નામના આ પુસ્તકના લખનાર આ બાઈ મીસ કેમ્પબેલ અમેરિકામાંથી પંજાબમાં ૧૮૮૪માં મિશનરી તરીકે આવ્યાં હતાં, અને ત્યાં તેમણે ત્યારથી અત્યાર સુધી કામ કર્યું છે. તે અહિં છેક જુવાન ઉમરમાં આવેલાં હતાં અને તેમનામાં નવી ભાષા શીખવાની શક્તિ સારી હોવાથી તેમણે પંજાબી ભાષા ઉપર જેવો કાબુ મેળવ્યો છે તેવો થોડાજ યુરોપીયનોએ મેળવ્યો હશે. આ સાથે તેમના મનમાં માણસોને માટે સહાનુભૂતિ સારી હોવાથી અને જીવાત્માઓને તારવાની તેમની ઇચ્છા ઘણી તીવ્ર હોવાથી તેમણે સર્વ જાતના હિન્દીઓના મન ઉપર સારી અસર કરેલી છે અને તેમણીને માટે તેઓની લાગણી પણ સારી છે. હિન્દુસ્તાનમાં મિશનોએ કેવી રીતે કામ કરવું જોઇએ તેના સંબંધમાં તેમને જે કહેવાનું છે તે તેમન અનુભવ અને તેમને મળેલી ફતેહને લીધે ઘણું ઉપયોગી છે.

આજે મિશનોમાં કેવા પ્રકારનું કામ થવું જોઇએ અને કઈ કઈ રીતે થવું જોઈએ અને જુદી જુદી શક્તિઓ કેવી રીતે એકત્ર કરવી જોઇએ એ બધી વાતનો અભ્યાસ બહુ સારી રીતે થઈ રહ્યો છે. સુવર્તમાનના પ્રચારનો જુનો યુગ પૂરો થયો છે અને એક નવો યુગ શરૂ થયો હોય એમ લાગે છે.

હવે જ્યારે આ બધી ચર્ચા ચાલી રહી છે અને એવો વખત પાસે આવ્યો છે કે જ્યારે કાર્ય કરવાની નવી રીત સ્વીકારવીજ પડશે, ત્યારે આ પુસ્તક—જેમાં મિશનનું કાર્ય કરવાની સાદામાં સાદી તેમજ મૂળ રીત ગ્રહણ કરવાથી કેવાં કેવાં ફળ પ્રાપ્ત થયાં છે, તેનું વર્ણન આપેલું છે તે—સમર્થનને માટે તેમજ નવી સૂચના માટે ઘણું ઉપયોગી થશે. આમ થવાનું વિશેષ કારણ તો એ છે કે આ પુસ્તક લખનાર બાઇને આ કામનો અનુભવ સારો થયો છે અને તેમના કાર્યમાં તેમને ઘણી સારી ફતેહ મળી છે.

મિસ કેમ્પબેલને હિન્દુસ્થાનમાં મદ્યપાનનિષેધના કાર્યમાં જે અનુભવ થયો હતો તે પુસ્તકરૂપે લખવાનું કહેવામાં આવ્યું હતું. તે પોતે આ કાર્યમાં જોડાયાં તે તદન અણધારેલું અને એકાએક હતું. પણ એક વખત જોડાયા પછી તેમણે તે કામ એવી ખંતથી ઉપાડી લીધું અને થોડાજ

સમયમાં તેનું પરિણામ એટલું સારૂં આવ્યું, કે સરકારનું ધ્યાન પણ તે તરફ ખેંચાયું અને સારી જાહેર સેવાને માટે મળતો ઉંચો કૈસરે-હિન્દનો ખીતાબ તેમને આપવામાં આવ્યો. આ ઉપરાંત મિસ કેમ્પબેલને સુવાર્તાપ્રચારના અને કેળવણીના કાર્યનો સારો અનુભવ છે. તેમણીની સેવાનાં છેલ્લાં વર્ષો પઠાણકોટમાં છોકરીઓની એક હાઇ સ્કુલ સ્થાપવામાં અને ચલાવવામાં ગએલાં છે. પણ આ પુસ્તકમાં તો તેમણે ખાસ કરીને મદ્યપાનનિષેધનું કામ કેવી રીતે શરૂ થયું અને આગળ વધ્યું તેજ જણાવ્યું છે.

જે લોકો ઇશ્વરને માને છે અને તેની આજ્ઞા પાળે છે તેમની સાથે ઇશ્વર કેટલા બધા નિકટ રહી કાર્ય કરે છે તેનો આ પુસ્તકમાં સારો ચિતાર આપવામાં આવ્યો છે. કેટલીક ચમત્કારિક વાતો આ લખનાર બાઇએ આ પુસ્તકમાં મુકી નથી, કારણકે તેમ કરવાથી તેને બીજું કેટલુંક લખવું પડત અને તેથી આ પુસ્તકનું ક્ષેત્ર ધાર્યા કરતાં વધી પડે તેમ હતું. પણ તેમાં જે કાંઇ આપવામાં આવ્યું છે તે બહુ સારી રીતે બતાવે છે કે ઇશ્વરનો હાથ ન્હાનો નથી, તેમ તેના કાન પણ બહેરા નથી.

મિસ કેમ્પબેલે આ પુસ્તક લખીને મિશનરી સાહિત્યમાંજ ઉમેરો કર્યો છે એટલુંજ નહિ પણ મદ્યપાનનિષેધના સાહિત્યમાં પણ ઉમેરો કર્યો છે. ખ્રીસ્તી ધર્મ કેવું કેવું કાર્ય કરી શકે છે તેનું સારૂં ચિત્ર આપી તેમણે કેટલીક એવી સૂચના કરી છે કે જેનો લાભ ખ્રીસ્તી (તેમજ ખ્રીસ્તી નહિ એવા દેશોમાં ખ્રીસ્તનું કાર્ય કરનારાઓ) લઇ શકે છે. આ પુસ્તક લખવામાં તેમનો ઉદ્દેશ ઇશ્વર પ્રાર્થનાના ઉત્તરમાં આ મોટું કાર્ય કેવી રીતે આગળ વધારે છે તે બતાવવાનો છે. આ પુસ્તકથી બીજા કોઇનો ઇશ્વરમાં વિશ્વાસ વધશે અને તેઓ ઇશ્વરની સેવા વધારે હોંસથી કરશે તો આ પુસ્તકના કર્તાએ તે લખવામાં જે શ્રમ લીધો છે અને તેમાં પોતાના જીવનની અને પોતાની સેવાની કેટલીક અંગત વાત મૂકી છે તેને માટે યોગ્ય બદલો મળ્યો છે એમ તે માનશે.

**ડબ્લ્યુ. બી. એન્ડર્સન.**

ફિલાડેલફિયા, ૧૯૧૮.



હાઈ સ્કુલના શિક્ષકો અને કન્યાઓ.

## પ્રકરણ પહેલું.

# પ્રાર્થનામાં સાથી.

શિયાળાની કડકડતી ઠંડીમાં એક સવારે હું શાળામાંથી રસ્તા ઉપર થઇને નવા હોલમાં જતી હતી, ત્યારે મને એક ઉંચા ને ગંભીર મુસલમાન ગૃહસ્થે સલામ કરી. આ ગૃહસ્થ આ ગામનો આરોગ્ય-સંરક્ષણનો અધિકારી હતો, અને પહેલવહેલાં જ્યારે પઠાણકોટમાં મેં કામ શરૂ કર્યું ત્યારે લોકોને તે અમારી વિરૂદ્ધ ઉશ્કેરતો હતો. અત્યારે તે મારી આગળ આવીને ઉભો અને સભ્યતાથી હસીને તેણે મને આ પ્રમાણે કહ્યું :

"મિસ સાહેબ, તમે દરવાજામાંથી બહાર આવ્યાં ત્યારે હું અગાઉના દિવસોનો વિચાર કરતો હતો. ઈશ્વરે તમારા વિશ્વાસનો બદલો આવાં સુંદર મકાનો બંધાવીને વાળ્યો છે તે વાત મારા મનમાં હતી. તમારી જગ્યા એ અત્યારે આ ગામમાં સારામાં સારૂં સ્થાન થઈ પડી છે એવી કદાચ તમને ખબર નહિ હોય. ગામનો બીજો કોઈ ભાગ એના જેવો નથી. અમે વૃદ્ધ લોકો અમારા ઘરમાં બેઠા બેઠા ઘણી વખત તમે કેવી રીતે અહિં આવ્યાં અને જે જગ્યા અમે ભુતવાળી સમજતા હતા તેમાં વાસો કર્યો તે વિષે વાતો કર્યા કરીએ છીએ. ખરેખર, તમે આવ્યાં ત્યાર પહેલાં લોકો આ જગ્યાથી દૂર રહેવાને માટે એક માઇલ આઘું ચાલવું હોય તો તે પણ કરતા. તેઓ એમ માનતા હતા કે આ જગ્યા શાપિત છે અને તમારી નિશાળની સામે આવેલા પેલા વડના પ્રત્યેક પાનમાં એકેકું ભુત રહે છે. જ્યારે તમે હિમ્મતથી તમારી શાળાનું મકાન બાંધવા માંડયું ત્યારે તમને એ વાતની ખબર હશે કે નહિ એ વિષે અમે વિચાર કરતા હતા, અને તેનું પરિણામ શું આવશે તે જાણવાને આતુર હતા; એટલામાં પ્લેગ આવ્યો અને અમારામાંથી લગભગ પાંચસો માણસો મરી ગયાં, પણ તમે, તમારી છોડીઓ અને તમારા સાથીઓ બચી ગયાં. વળી તમે એક પછી એક નવાં નવાં મકાનો બાંધતાં ગયાં અને તમને કાંઇ પણ હરકત પહોંચી નહિ. પછી ધીમે ધીમે અમારી બીક મટતી ગઈ અને હવે અમને આ સુંદર જગ્યામાં આવવાનું

મન થાય છે. ખરેખર, પ્રભુ મહાન છે અને તમારા ઉપર તેનો આશીર્વાદ છે!"

તેનાં આવાં કદર કરનારાં વચનો માટે મેં તેનો ઉપકાર માન્યો અને હું હોલ તરફ ચાલી ગઈ. ત્યાં જઈ મેં મુકાદમને તે દિવસના કામ સંબંધી જે કહેવાનું હતું તે કહ્યું, અને હું આ કરતી હતી ત્યારે આ સખત દિલના મુસલમાનનું તેમજ આ ગામના ઘણાખરા લોકોનું હૃદય પીગળી ગયું હતું તેના વિચારથી મારૂં હૈયું ભરાઇ આવ્યું હતું. આ બધું ઇશ્વરનુંજ કાર્ય હતું અને તે માટે મેં સૂર્યના પ્રકાશમા ઉભાં ઉભાં તેનો ઉપકાર માન્યો. એ વખતે ખ્રાસ્તનો મહિમા તે સ્થાન ઉપર પથરાએલો દેખાતો હતો.

વળી એક વખત સુવર્ણ મંદિરવાળા અમૃતસરમાંથી એક શાણો હિન્દુ સુધારક પઠાણકોટના જુના ગામમાં ખ્રીસ્તી કન્યાશાળા જોવા આવ્યો. અમૃતસર પઠાણકોટથી છાસઠ માઇલ દૂર હતું અને તેમની વચ્ચે રેલ્વેનો રસ્તો છે. હિન્દુસ્તાનના લોકોને સુધારવાને અમે કઇ પદ્ધતિથી કામ કરતાં હતાં તે તેને જોવું હતું. ઇશ્વરે અમારી સંસ્થાને જે રીતે મદદ કરી હતી તે વિષે તેણે કંઇક સાભળ્યું હતું, અને પોતે ઇશ્વરમાં વિશ્વાસ રાખતો હતો તેથી તે મારે મોઢેથી ઇશ્વરે અમને કેવી રીતે મદદ કરી હતી તે સાંભળવાને અને ઇશ્વરે જે કંઇ અમારે માટે અને પંજાબી કન્યાઓ માટે કર્યું હતું તે નજરોનજર જોવાને ઇચ્છતો હતો. તેની સાથે અમૃતસરની પાસેના કોઇ ગામમાં વકીલાતનો ધંધો કરનાર એક બીજો હિન્દુ ગૃહસ્થ હતો. આ માણસ એલએલ. બી. હતો.

ઇશ્વરે મારા પ્રત્યે જે દયા બતાવી હતી તે વિષે તેમને કહેવાને હું બહુ ખુશી હતી, અને મેં તેમનો ખુશીથી આવકાર કર્યો. અમે શાળાના સુંદર મકાનમાં ખંડેખંડ ફર્યાં, અને ફરતાં ફરતાં હિન્દુસ્તાનમાં સ્ત્રીઓને માટે હું શું કરવા ઇચ્છતી હતી તે અને જે ચાલાક અને હોશિયાર છોકરીઓ પંજાબની સરકારી હાઇ સ્કુલોમાં જઇ ન શકે તેમને માટે આ શાળા ઉઘાડવામાં આવી હતી, એ બધું મેં તેમને કહ્યું વાત કરતાં કરતાં અમે ઉપરના માળ પર જ્યાં છોડીઓને રહેવાની જગ્યા હતી ત્યાં પહોંચ્યાં અને એક ખુલ્લી બેવડી બારીમાંથી અમે હિમાલય પહાડનાં બરફથી ઢંકાએલાં શિખરો જોયાં; અને આ બન્ને ગૃહસ્થો તે સુંદર દૃશ્ય આનંદથી

જોઈ રહ્યા હતા, ત્યારે મેં તેમને કહ્યું કે પહેલાં તો મને આ કાર્ય કરવાની ઇચ્છા થઇ, પણ તે વખતે મારી પાસે કંઇ પૈસા નહોતા, તેમ મારા હાથમાં કન્યાઓ પણ નહોતી, અને હું પંજાબના એક ખૂણામાં પડી હતી જ્યાંના લોકો રાતદિવસ મૂર્તિપૂજા કરતા હતા. ત્યાર પછી આ બધું કેમ ઉભું થયું, ધીમે ધીમે જમીન કેવી રીતે મળી, મકાનો માટે પૈસા કેવી રીતે આવ્યા અને સૌથી વિશેષ ઇચ્છવા યોગ્ય આ બધી આનંદી કન્યાઓ કેવી રીતે આવી તેની વાત કરી. એ બધું પ્રાર્થનાથીજ થયું હતું એ મેં તેમને જણાવ્યું અને તેમને મારી વાતમાં ઘણો રસ પડયો.

જે મકાન તેમને બહુ ગમતું હતું તેને માટે અમે બે મહિના સુધી રોજ રોજ પ્રાર્થના કરી હતી. ત્યાર પછી પૈસા આવવા લાગ્યા, અને પચાસ માણસોએ પાંચ વર્ષ સુધી પ્રત્યેક વર્ષમાં આઠ આઠ માસ કામ કર્યું હતું અને તેનું પરિણામ આ શાળા હતી. હોશિયાર બાંધકામ જાણનારની કમિટીએ તે મકાન પાસ કર્યું હતું અને તેને "મજબૂત અને સુંદર" કહ્યું હતું. એ પ્રેમાળ પિતાના હાથનીજ એક બક્ષિસ હતી.

તેમાંનો એક ગૃહસ્થ બોલ્યો, "ખરેખર, આ મકાન એવુંજ છે, અને હિન્દુસ્તાનના ભાવી કલ્યાણને માટે જમના નદીને કાંઠે આવેલા તાજમહાલને બાંધવામાં વીસ હજાર માણસો વીસ વર્ષ સુધી રોકાયાં હતાં, તેના કરતાં તે એક રીતે વધારે ઉપયોગી થઇ પડશે." ત્યાર પછી તેમણે જમવા બેસવાનો ખંડ, તેમાંનાં ઘોઇને સાફ કરેલાં લાંબાં ટેબલો, થાળીઓની સ્વચ્છ હારોવાળાં કબાટો અને ઉપલા વર્ગની એક કન્યાએ જેની સુંદર કીનારી કાઢી હતી એવો એક ખંડ જોઇને પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો. તેમાંના એકે કહ્યું કે, "ખરેખર, પંજાબી કન્યાઓ જો તક મળે તો તેઓ ઘણું સુંદર કામ કરી શકે છે."

ત્યાર પછી અમે રસોડામાં ગયાં, અને બપોરના ખાણા માટે કન્યાઓ રમતગમત કરતી કરતી રોટલીઓ વણતી હતી તે જોઇને તેઓ ખુશી થયા. તેમણે પુછ્યું કે, "તમને પ્રાર્થનામાં સાહ્ય કરે છે તે શું આ બધી કન્યાઓ છે, અને તેઓ શું પોતાના અભ્યાસની સાથે આવું ઘરનું કામકાજ પણ કરે છે?"

મેં તેમને હા કહી ત્યારે તેમણે કહ્યું કે, "એ ખરેખર નવાઈ જેવું છે. અમારા છોકરાઓને મેટ્રિકની પરીક્ષા આપવાનું કામ તેઓ માત્ર પોતાનો અભ્યાસજ કર્યાં કરે તો પણ ભારે પડે છે, અને આ તમારી છોડીઓ આવું બધું કામકાજ કરતાં કરતાં યુનિવર્સિટીની પરીક્ષાઓ પણ સારી રીતે પસાર કરે છે; અમે ગઇ વખત પેપરોમાં વાંચ્યું હતું કે તમારે ત્યાંથી ગએલી બધી કન્યાઓ મેટ્રિકમાં પસાર થઈ હતી, જ્યારે બહારના છોકરાઓનો માત્ર ત્રીજો ભાગ પાસ થયો હતો."

મેં હળવેથી જવાબ આપ્યો કે, "ઇશ્વર અમને સાહ્ય કરે છે, નહિ તો અમે નિષ્ફળજ નિવડીએ."

ત્યાર પછી મેં તેમને કહ્યુ કે, "હજી એક ખંડ બતાવવો બાકી રહ્યો છે, અને તે અમને સૌથી વિશેષ પ્રિય છે," એમ કહીને હું તેમને ટેનીસ કોર્ટોવાળાં ચોગાનમાં થઈને ફુલની કીનારીવાળા રસ્તે એક મોટી ઓશરીવાળા ખંડમાં લઈ ગઇ અને તે ખંડનું બારણું ઉઘાડયું આ ખંડમાં કંઇ પણ સરસામાન નહોતો, માત્ર થોડી સાદડીઓ પડી હતી અને ભીંતો ઉપર શાસ્ત્રનાં થોડાંક વચન ટાંગેલાં હતાં. આ ખંડ તે વખતે સૂર્યના સોનેરી પ્રકાશથી પ્રકાશિત થઈ રહ્યો હતો. મેં તેમને કહ્યું કે, "આ અમારૂં પ્રાર્થનાગૃહ છે. અમારી કન્યાઓ અહિ એકલદોકલ કે બધી સાથે આવે છે અને ઇશ્વરને પ્રાર્થનાદ્વારા ભેટે છે, અને ઇશ્વિર તેમનું સાંભળે છે અને તેનું પરિણામ તમે જે બધું જોયું તે છે."

અશ્રુયુક્ત આંખે તેમણે આ પવિત્ર સ્થાન પૂજ્યભાવથી જોયું, અને પેલો સુધારક ધીમેથી બોલ્યો કે, "હવે હું સમજું છું. મહેરબાની કરીને અમને બધું બતાવો." ત્યાર પછી હું તેમને રસ્તો ઓળંગીને નાના દેવળમાં લઈ ગઈ. આ દેવળને "ઇશ્વિર-ગૃહ" એ નામ આપવામાં આવ્યું હતું. ઇશ્વિરે અમને તે બાંધવા માટે પૈસા અને બાંધકામનો સામાન કેવી રીતે આપ્યો હતો તે ટુંકમાં મે તેમને કહ્યું. ત્યાર પછી મેં તેમને તેની પાછળ આવેલું સ્ત્રીઓ અને બાળકો માટેનું દવાખાનું બતાવ્યું. આ દવાખાનું જુના કિલ્લા કે કોટની નજીકજ આવેલું છે, અને ત્યાંની નર્સો વગેરે પ્રેમથી જે સેવા કરે છે અને ત્યાં જે દવા મળે છે તેનો લાભ લેવા લગભગ સોએક સ્ત્રીઓ અને બાળકો રોજ આવે છે તે પણ મેં તેમને કહ્યું.

આ દવાખાનાનું મકાન બાંધવામાં પઠાણકોટના હિન્દુઓએ અને મુસલમાનોએ સહાયતા આપી હતી અને તેમાંના એકે તો મકાનને માટે જમીન પણ આપી હતી. અમારી પ્રાર્થનાના ઉત્તર દેનારા ઈશ્વરેજ આ બધું આપવાને તેમના મનમાં પ્રેરણા કરી હતી. આ સર્વ કરવાને માટે અમારે બે વર્ષ પ્રાર્થના કરવી પડી હતી, પણ ઈશ્વર વિશ્વાસ યોગ્ય છે અને અમે જે કંઈ માગતાં તે તે અમને આપતો હતો.

આ આવનાર ગૃહસ્થો માટે પ્રાર્થના કરતાં કરતાં હું તેમને ફરીથી રસ્તો ઓળંગીને એક નવું ચણાતું મકાન જોવા લઈ ગઈ, અને જલદીથી વૃદ્ધિ પામતી મદ્યપાનનિષેધક સભાના કામકાજ માટે એક મકાન બાંધવા સારૂ ઈશ્વર ઘણી ચમત્કારિક રીતે સાહ્ય કરતો હતો તે મેં તેમને કહી સંભળાવવા માંડયું. આને માટે હિન્દુ શાહુકારો, સરકારી નોકરો અને પોલિસના માણસો, ખેડુતો અને મજુરો વગેરે સહુ પોતાના પૈસા કેટલી બધી ખુશીથી આપતા હતા અને અમારી પ્રાર્થના તેમાં કેવું કામ કરી રહી હતી તે બધું મેં તેમને જણાવ્યું.

આ નવા મકાનની ભીંતો ઉપર જે ત્રીસેક માણસો કામ કરતા હતા તેમને બતાવીને મેં મારી વાત ચાલુ રાખતાં કહ્યું કે, "આ માણસોમાંના ઘણાખરા તમાકુ પીનારા છે, પણ આ કામ શરૂ કર્યાં પહેલાં તેમાંના પ્રત્યેક કડીઆએ, સુતારે અને મજૂરે તેઓ આ મકાનમાં કામે લાગેલા હોય ત્યારે બીડી વગેરે નહિ પીવાનું વચન આપ્યું હતું. પેલો મુસલમાન, જે કમાનવાળો દરવાજો નાખવાને માટે ઇંટોનું ઉંચું ઘડતરકામ કરે છે, તેને સવારના સાતથી તે બપોર સુધી, અને પાછું એકથી સંધ્યાકાળ સુધી બીડી ન પીવાનું બહુ થઈ ભારે પડે છે, પણ તે પોતાનું વચન તોડતો નથી. તમે આ આખા મકાનમાં બીડી કે ચલમ કે હુક્કો વગેરે કંઈ જોશો નહિ. લોકો આને પઠાણકોટનું બીજું 'ઈશ્વર-ગૃહ' કહે છે."

ત્યાર પછી આ બે ગૃહસ્થ તરફ ફરીને મેં તેમને કહ્યું કે, "ઈશ્વર અમને—તેનાં બાળકોને કેવી રીતે સંભાળે છે અને સાહ્ય કરે છે તે વિષે મેં તમને ઘણુંજ થોડું કહ્યું છે, અને તે પણ ઉતાવળથી કહ્યું છે. મારૂં હૈયું ભરાઇ આવ્યું છે. તમે પણ મારા ત્રાતા ઇસુ ખ્રીસ્તને જાણો અને તેના પર પ્રેમ કરો એમ હું ઇચ્છું છું."

પેલા સુધારક ઉપર આ બધાની અસર બહુ સારી થઈ હતી એ માટે તેણે મને કહ્યું કે, "બ્હેન, તમે મારી એક વિનંતી કબુલ રાખો. તમે એક આરસની સુંદર તકતી મંગાવો, અને તેના ઉપર "પ્રાર્થનાના ઉત્તરમાં આ બધું મળેલું છે" એ શબ્દો કોતરાવી જ્યાં આ રસ્તાઓ ભેગા થાય છે ત્યાં મુકાવો, એટલે સહુ કોઇ તે જુએ, વાંચે અને સમજે."

તે ગ્રહસ્થો સાંજની ગાડીમાં અમૃતસર પાછા જવાને તૈયાર થયા. ત્યાર પહેલાં મેં તે સુધારકને મદ્યપાનનિષેધના કાર્યમાં એટલા બધા ઉત્સાહથી તે કેવી રીતે લાગ્યો હતો તે વિષે પુછ્યું, અને તેણે મને આવો જવાબ આપ્યો:

"હું જ્યારે બહુ નાનો હતો ત્યારે મારા ઘરની બાજુનાજ ઘરમાં વખતોવખત એક બાઇના રડવાનો અવાજ આવતો હતો. આ મારાથી સહન થતું નહોતું, તેથી મેં એક વખત મારી માને કહ્યું કે "મા, આ આપણી પડોશણ બાઇ કેમ રડે છે! ચાલ, હું તેની પાસે જઈ તેને પુછી આવું." ત્યારે મારી માએ કહ્યું કે "જા, ભાઈ, જા; અને ખબર કાઢી લાવ." આ ઉપરથી હું ત્યાં ગયો અને મેં એક અંધારા ઓરડામાં એક નાની ઉંમરની સ્ત્રીને એક ખૂણામાં ભરાઇને બેઠેલી જોઇ. હું તેની પાસે ગયો અને ધીમેથી મેં તેને પુછ્યું કે "બ્હેન, તમે કેમ રડો છો?" ત્યારે તેણીએ એક નાનો આળીઓ બતાવીને કહ્યું કે, "એમાં કંઇક છે, જેને લીધે મારે રડવું પડે છે. એથી મારો ધણી દિવાનો થાય છે અને પછી તે મને મારે છે, અને અહિં મારૂં કોઇ નથી. આ કરતાં તો મારૂં મોત આવે તો વધારે સારૂં." આ ઉપરથી હું ઉપર ચઢયો અને તે આળીઆમાં જોયું તો મને તેમાં એક કાળી બાટલી દેખાઇ અને તેમાંથી ખરાબ ગંધ આવતી હતી. ત્યાર પછી હું ઘેર આવ્યો અને મારી માએ મને દારૂ પીવાથી શું નુકસાન થાય છે એ બધું સમજાવ્યું. ત્યારે મેં મારી માને કહ્યું કે,

"મા, હું જ્યારે મોટી ઉંમરનો થઇશ ત્યારે હું આપણી પડોશણ બાઇને રડાવનાર અને દુઃખી કરનાર આ વસ્તુની સામે લોકોને ઉપદેશ આપીશ."

મારા બાળપણનો આ નિશ્ચય દિવસે દિવસે એવો તો દઢ થતો ગયો કે હું હજુ તો છોકરો હતો તોપણ મેં મદ્યપાનનિષેધના કાર્યમાં એવો ભાગ લીધો હતો કે એક વખત મને મારી નિશાળમાંથી કાઢી મુકવામાં આવ્યો હતો. મદ્યપાનનિષેધનું કાર્ય કરવાનું મને આવી રીતે પહેલાં મન થયું હતું અને તે કાર્ય મેં આજ સુધી ચાલુ રાખ્યું છે."

આ સુધારકનું નામ નંદલાલ છે, અને તેણે આવી રીતે એક દુઃખી સ્ત્રીનો પોકાર સાંભળી દારૂની સામે જે કાર્ય કરવાનું માથે લીધું છે અને આજે કરે છે તેને માટે તે આજે ઘણે ઠેકાણે પ્રખ્યાત છે, અને ઘણા લોકો તેને માન આપે છે.

એક દિવસે જુલાઇ મહિનામાં પઠાણકોટની મ્યુનિસિપાલિટીનો સેક્રેટરી, જે એક મુસલમાન ગૃહસ્થ હતો, તે અમને મળવાને આવ્યો. તે ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ છચોક હતો. અમારૂં નાનું દેવળ તેની આંખમાં આવ્યું હતું, પણ તે કાંઈ વધારે કરી શકે તેમ નહોતું. આથી કરીને તે તેની અંદર આવે નહિ એમાં કાંઈ નવાઇ નહોતી. પણ અત્યારે તેને કંઇક કામ હતું અને તેથી તેનો દ્વેષભાવ કંઇક ઓછો થયો હતો. તેના કામમાં હું તેને કંઇ સહાયતા આપી શકું કે નહિ તે જાણવાને તે મારી પાસે આવ્યો હતો. અમે એક બીજાને સલામ કરી રહ્યાં ત્યાર પછી તેણે મને કહ્યું કે, "મિસ સાહેબ, અમને હવે ખાત્રી થઇ છે કે તમે અમારૂં ભલું ઇચ્છો છો. કન્યાઓની શાળા અને સ્ત્રીઓ અને છોકરાંઓ માટેનું દવાખાનું આ વાતની સાક્ષી આપે છે. એ બધાંને માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ, પણ અત્યારે હું તમારી પાસે કોઈ બીજા કામને માટે મદદ લેવા આવ્યો છું. મિસ સાહેબ, તમને ખબર નહિ હોય, પણ આપણું આ ગામ દારૂથી પાયમાલ થતું જાય છે." એમ કહીને તેણે એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો.

આ સાંભળીને મને ખરેખર નવાઈ લાગી અને મેં પુછ્યું કે, "શું આપણું ગામ દારૂથી પાયમાલ થતું જાય છે! ખરેખર છેક એમ તો નહિ હોય. મેં હિન્દુસ્તાનમાં ઘણા થોડા લોકોને દારૂના ગુલામ થએલા જોયા છે."

ત્યારે તેણે જવાબ વાળ્યો કે, "હું તમને શું કહું? તમે કોઇ દિવસ દારૂની દુકાન આગળ જતાં નથી. જો તમે ત્યાં પાંચેક વાગે જાઓ તો તમને પુષ્કળ માણસો અને છોકરાઓ દારૂ ખરીદવાને માટે હારબંધ ઉભેલાં માલમ પડશે. હું કહું છું એ વાત તદ્દન ખરી છે અને તે તેમનાં ગરીબ કુટુંબો સારી રીતે જાણે છે. મિસ સાહેબ, આ એકજ વાતથી તમને હું કહું છું તેથી ખાત્રી થશે. દસ વર્ષ પહેલાં દારૂ વેચવાના ઇજારા માટે એક માણસે ૩૦૦ રૂપીઆ આપ્યા હતા; આજે એ ઇજારો બાર હજાર રૂપીએ અપાયો છે. આ શું ચોખ્ખેચોખ્ખું નથી બતાવી આપતું કે લોકો બહુ દારૂ પીવા લાગ્યા છે?"

આ વાત જાણીને હું નિરાશ થઇ ગઇ, કારણકે જો એક વખત હિન્દુસ્તાનના લોકો દારૂ પીવા લાગ્યા તો તેમના કેવા હાલ થશે તે હું બરાબર જાણતી હતી.

તે ગૃહસ્થે પોતાની વાત ચાલુ રાખતાં કહ્યું કે, "માત્ર આપણું ગામ પાયમાલ થાય છે એમ નથી, પણ આખા પંજાબમાં જુવાનોને દારૂની લત લાગતી જાય છે, અને સાંભળવા પ્રમાણે તો હિન્દુસ્તાનના બીજા ભાગોમાં તો એથી પણ વધારે ભયંકર સ્થિતિ છે. હું અલ્લાનો ઉપકાર માનું છું કે અત્યાર સુધી મારૂં પોતાનું કુટુંબ બચી ગયું છે. મને દારૂ ઉપર તિરસ્કાર છે તેટલોજ મારા છોકરાઓને પણ છે, અને ઇશ્વરની મહેરબાનીથી તેઓ તેનાથી દૂરજ રહેશે. પણ, મિસ સાહેબ, જે છોકરાઓ દારૂથી પાયમાલ થતા જાય છે તેમનાં ગરીબ માબાપનું દુ:ખ જોઇને મને બહુ લાગણી થાય છે. તમને પેલો શેઠ ર—, જે થોડાં વર્ષ પહેલાં એક વિધવા અને ત્રણ બાળકોને મૂકીને મરી ગયો તે યાદ હશે. એ ત્રણ છોકરામાંનો સૌથી મોટો અમરનાથ તે વખતે અગીઆર વર્ષનો હતો, અને આજે તે ઓગણીસ વર્ષનો છે. તે ખૂબ દારૂ પીએ છે, અને તેમાં તેણે પોતાના બાપની મિલ્કતમાંથી હજારો રૂપીઆ ઉડાવી નાખ્યા છે. તેની મા એ દુ:ખથી મરવા પડી છે. તે મારે ઘેર ઘણી વખત આવે છે, અને તેના છોકરાને સુધારવાનું મને વારંવાર રડતાં રડતાં વિનવે છે. મારાથી આ બધું જોઇ શકાતું નથી, અને તેથીજ હું તમારી પાસે આજે આવ્યો છું. કૃપા કરીને તમે આપણા ગામમાં

એક મદ્યપાનનિષેધક મંડળ સ્થાપો, અને આપણા લોકને દારૂથી શું શું નુકશાન થાય છે તે બધું બરાબર સમજાવો."

આ બધી વાત સાંભળીને મને બહુ દુ:ખ થયું, કારણ કે મને ખાત્રી હતી કે આ સેક્રેટરી સાહેબ બધું સાચેસાચું કહેતા હતા. આવા કામમાં મારે સહાયતા આપવીજ જોઈએ એમ મારા મનમાં તુરતજ થઇ આવ્યું, અને મેં તેને કહ્યું કે, "આ બદીની સામે થવામાં હું તમને સાહ્ય કરીશ એ તમે નક્કી જાણજો. આ જુલાઇ માસ ચાલે છે. અમારી સ્કુલ ઑગસ્ટની પહેલીએ બંધ થશે, અને ઓકટોબર સુધી ખોલવાની નથી. ત્યાર પછી તરતજ હું તમને બોલાવીશ, અને આ કામ આપણે સાથે ઉપાડી લઈશું."

આ સાંભળીને તેણે મારો ઘણો ઉપકાર માન્યો અને જતાં જતાં કહ્યું કે, "આ કાર્ય ઉપર ઇશ્વરનો આશીર્વાદ ઉતરશે એવી મારી ખાત્રી છે."

રજાના દિવસો આવ્યા અને પૂરા પણ થયા. સપ્ટેમ્બરના છેલ્લા આઠ દિવસમાં શિયાલકોટમાં પરિષદ્ ભરાઈ હતી. ત્યાર પછી બે અઠવાડીઆં વાર્ષિક મિશન સભામાં ગયાં. આવી રીતે લગભગ ઓકટોબર ગયો અને સેક્રેટરીને આપેલું મારૂં વચન નવેમ્બરમાં પાળવાનું મારાથી બન્યું, જોકે એ બધો વખત મારા મનમાં એ વાત રમ્યાજ કરતી હતી. પઠાણકોટમાં મદ્યપાનનિષેધનું કામ કેવી રીતે શરૂ કરવું તે વિષે વાત કરવાને મેં તેને મારે ત્યાં એક વખત સવારના બોલાવ્યો.

આ ઉપરથી તે સેક્રેટરી પોતાના મદદનીશની સાથે મારે ત્યાં તુરત આવ્યો. મેં આગળથી કેટલોક વિચાર કરી રાખ્યો હતો તેથી મેં તેને એકદમ એક સંસ્થા સ્થાપવાની સૂચના કરી, અને સહુથી આગળ પડતો જે ગામનો અમલદારવર્ગ, તે આ બાબતમાં મદદ કરશે કે નહિ એ મેં તેને પુછ્યું.

ત્યારે તેણે જવાબ આપ્યો કે, "એ લોકો હાલમાં તો સાહ્ય કરશે નહિ, કારણકે આજે દરેક જમણમાં દારૂ પીવાનો અને પાવાનો ચાલ પડી ગયો છે, અને કોઇને આમંત્રણ આપ્યું હોય તો દારૂ આપવોજ જોઇએ એમ

મનાવા લાગ્યું છે. પશ્ચિમના રીતરીવાજ અમારે માટે યોગ્ય નથી. આપણા ગામમાં એવા પણ કેટલાક માણસો છે કે જે પોતાના મિત્રોની સાથે મોજમાં રોજ શરાબની બે બાટલીઓ પીએ છે. આપણને પહેલાં તો આવા વર્ગવાળા લોકોની સહાયતા મળશે નહિ; પણ, મિસ સાહેબ, તેને માટે તમે કશી ચિંતા કરશો નહિ. આપણે પહેલાં તો ગરીબવર્ગમાં આપણું કામ ઉપાડીએ, કારણકે તે લોકો સહુથી વધારે દુ:ખી છે. તેમનાં બાળકોને આપણે બચાવીએ તો બસ છે. એટલું કર્યે આપણું કામ થયું સમજીશું."

ત્યાર પછી મેં કહ્યું કે, "બીજી વાત એ છે કે આપણને એક જગ્યા જરૂર પડશે કે જ્યાં આપણે સહુ કામ કરનાર મળી શકીએ "

મેં આ વાતનો પણ વિચાર કરી રાખ્યો હતો, અને આ કામને માટે સહુથી સધારે યોગ્ય જગ્યા અમારૂં દેવળ છે, એમ મારા મનમાં ચોક્કસ હતું; પણ મુશ્કેલી અહિંજ હતી. મને ખબર હતી કે આ માણસ બીજાની માફક અમારા દેવળ પ્રત્યે મીઠી નજરથી જોતો નહોતો. આ વિષે તે કેવો જવાબ આપશે તે વિષે મને શંકા હતી.

મેં મારા મનમાં થોડી વાર આનાકાની કર્યાં પછી કહ્યું કે, "મેં આ કામને માટે એક યોગ્ય જગ્યા ધારી રાખી છે, અને અમે તમને અમારૂં નાનું દેવળ આ કામને માટે વાપરવા દેવા ખુશી છીએ. અમાર દેવળનો ઉપયોગ આવા કામને માટે કરવામાં આવતો નથી, પણ અમે માનીએ છીએ કે આ કાર્ય ઈશ્વરનુંજ છે અને તેથી અમે તમને તે ખુશીથી આપીશું."

આ ઉપરથી તેણે ઉપકારની લાગણીવાળું સ્મિત કર્યું તે જોઈને મને બહુ હર્ષ થયો, અને પછી તેણે કહ્યું કે, "તમે તમારૂં ઉપાસના-ગૃહ આ કાર્ય માટે વાપરવા આપો છો એ તમારી ભલાઈ બતાવે છે અને તેને માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ."

આ સાંભળીને મને ખરેખર ખાત્રી થઇ કે અમારી વહાલી છોડી-ઓની પ્રાર્થના ઈશ્વર અદ્‌ભુત રીતે સાંભળતો હતો, કારણ કે આ ધર્મચુસ્ત મુસલમાનના હૃદયમાંથી અમારા પ્રત્યેનો વિરોધ ઓછો થઈ ગયો હતો એ કંઈ જેવીતેવી વાત નહોતી.

૧૯૧૩ના ઉનાળામાં અમારા ઉપર પઠાણકોટના સાત હજાર લોકોનો બોજ આવી પડયો હતો, અને એ બોજ અમે એકલાં ઉપાડી શકીએ તેમ નહોતું. અમારી નિશાળનાં છોકરાંજ ઈસુ ખ્રીસ્તમાં સહીસલામત રહે અથવા અમારી મંડળીમાં કોઇ કોઈ વાર માણસનો ઉમેરો થાય એટલુંજ બસ નહોતું. લોકોનો જે મોટો સમુદાય તારણ પામ્યો નહોતો તેને વિષે ઈસુ શું કહેશે? આ બધા તેની ભક્તિ કરવા લાગે એવું કંઈ અમારાથી થઈ શકે તેમ નહોતું શું?

ધીમે ધીમે આ બોજો અમારી નિશાળની છોડીઓ લેવા લાગી, કારણ કે હું તેમને તે વિષે સાંજની પ્રાર્થનામાં વખતોવખત કહેતી. એક સાંજે એવી સૂચના કરવામાં આવી કે ગામના જુદા જુદા ભાગ પાડવા અને છોડીઓની પણ નાની નાની ટોળી કરી તેમાંની પ્રત્યેકને પ્રાર્થનાને માટે એકેક ભાગ સોંપવો. આ વધારાની પ્રાર્થના કરવાનું કામ તે બધી છોકરીઓએ ખુશીથી ઉપાડી લીધું. જે લોકો વિષે પ્રાર્થના કરવાની હતી તેમના નામની અને પ્રાર્થના કરનારાઓના નામની બે યાદીઓ અંગ્રેજીમાં સારા અક્ષરે લખી લીધી અને તેમાંની એક દેવળની આગલી દિવાલ ઉપર અને બીજી પ્રાર્થનાગૃહમાં ચોંટાડવામાં આવી હતી.

એક પાળકની નાની દીકરી ફિરોઝાને આ વાતથી મનમાં એવું દુઃખ થતું કે તે લોકો તારણ પામ્યા નહોતા તેથી તે ઘણીવાર રડતી પણ ખરી. એક સાંજે તેણીએ આ પ્રમાણે પ્રાર્થના કરી:

"ઓ વહાલા પ્રભુ ઇસુ, અમે તને ચાહીએ છીએ, અને અમારા પઠાણકોટના લોકો પણ તને ચાહે એમ અમે ઇચ્છીએ છીએ. તેઓ આ દેવળથી બીહે છે, અને તેમાંના કેટલાક તેને તિરસ્કારે છે. કૃપા કરી તું એમ કર કે તેઓ તારા ગૃહને ચાહે. પ્રભુ ઇસુ, કૃપા કરી અમારૂં દેવળ લોકથી ભરી દે." આવી રીતે તે મહિનો, બે મહિના, ત્રણ મહિના સુધી પ્રાર્થનામાં લાગુ રહી.

અને હવે ઈશ્વર જવાબ આપવા લાગ્યો હતો, કારણકે ૧૯૧૩ના નવેંબરની ૧૪મી તારીખે અમારા દેવળનો ઘંટ મધુર અવાજે પઠાણ-કોટના લોકોને સંભળાવી રહ્યો હતો કે એ દેવળમાં તે રાત્રે એક મદ્યપાન-

નિષેધક સંસ્થા ઉભી થવાની હતી; તેમજ ગામમાં પણ ઢોલીની મારફત આ ખબર પહોંચાડી દીધી હતી.

આ ખબર જુદા જુદા લોકોએ જુદી જુદી રીતે વધાવી લીધી હતી. સારી સ્થિતિના જે માણસો દારૂ પીતા હતા તે શંકાની દૃષ્ટિએ જોઇને બોલવા લાગ્યા કે, "આ તે વળી મિસીએ શુ ધર્તિંગ ઉપાડયું છે? અમારી પાસેથી દારૂ લઈ લેવાની તેને શી જરૂર પડી? શું એ એટલું પણ નહિ જાણતી હોય કે અમારા જેવા માણસોને માટે શરાબ પીવો એ તો એક શોભા ગણાય છે?"

કોઇએ કહ્યું કે, "એ કામ તો ઠીક છે; એ બાઈ બિચારી આપણા ભલા માટે તે કરે છે. કોણ જાણે, વખતે એમાં તેને સ્નેહ પણ મળે!"

દારૂ વેચનાર ઘડીકમાં ગુસ્સે તો ઘડીકમાં હસવા લાગ્યો. તેણે કહ્યું કે, "એવી તો ઘણીએ આવે છે; મને એની કશી બીક નથી. મને સરકારનો ટેકો છે." વળી સાંજના જે લોકો દારૂ પીવા આવ્યા હતા તેની આગળ ગર્વથી ફુલાઈને બોલવા લાગ્યો કે, "હું તો સરકારનું ખીસું ભરૂં છું. મેં ઇજારાને માટે આ વર્ષે બાર હજાર રૂપીઆ ભર્યાં છે. એ મિસીનું સાંભળીને કેટલાક ગરીબ લોક, જેનાં ખીસાં ખાલી છે, અને કેટલાક મુસલમાન, જે શરાબ પીવો એ પાપ ગણે છે તે, આવતા બંધ થાય તો ભલે થાય, મને તેમની કશી પરવા નથી; મારાં ઘરાકો તો ઘણાંય છે."

ત્યાર પછી એક દુબળો અને ધ્રુજતો હિન્દુ જુવાન, જે પોતાનો હાથ લાંબો કરીને કાળો શીશો લેવા જતો હતો, તેના તરફ ફરીને તેણે ટોળમાં કહ્યું કે, "લે, અમરનાથ, આ તારો શીશો. તારા જેવું ઘરાક મારે છે તો પછી મારે કોઇની બીક નથી. પણ ચેતતો રહેજે ને આ મિસીનું સાંભળીશ નહિ. તું મરદ છે અને એ તો એક ઓરત છે, માટે તેનાથી તું દબાતો નહિ."

ગામમાં બ્રાહ્મણના લત્તામાં જ્યારે ઢોલી આ સંસ્થાની સ્થાપના વિષે પરદાનશીન સ્ત્રીઓને ખબર આપતો હતો, ત્યારે અમરનાથની વિધવા માતા, જે બિચારીની આંખો રોઈ રોઇને રાતી અને નબળી થઈ ગઈ હતી, તે આ સાંભળીને બોલી ઉઠી કે, "આ બિચારી મિસનો



ન્હાનો કીશપુ

મેં બહુ ખોટો દોષ કાઢયો છે. હું એમજ માનતી હતી કે એને પોતાની ખ્રીસ્તી છોડીઓની શાળાની અને અસ્પૃશ્ય લોકોનીજ પરવા છે, પણ આ તો કંઇ જુદુંજ લાગે છે, અને એથી મને બહુ સારૂં લાગે છે. તેને અમારા સરખી દુઃખી હિન્દુ સ્ત્રીઓની પણ ચિંતા છે ખરી ;" અને પોતાના ઇષ્ટ દેવને સ્મરીને કહ્યું કે, "ઓ રામ, તું મારા છોકરાને દારૂ પીતો બંધ કર. એણે મને—તેની માતાને—કેટલીએ વાર માર્યું છે અને પોતાની રૂપાળી સ્ત્રીને પણ પોતાના જોડાથી એટલે સુધી મારી છે કે તે બિચારીનો બાપ તેણીને પોતાને ઘેર પાછી લઈ ગયો. ઓ રામ, રામ, એણે અમારા કુળને કલંક લગાડયું છે."

બીજી બાઇઓએ કહ્યું કે, "તમે એકલાંએ આવું દુઃખ ભોગવ્યું છે એમ નથી. લોકો વાતો કરે છે કે અહિં તો દરેક પુરૂષ અને છોકરો દારૂ પીએ છે. આ મિસ સાહેબને ધન્યવાદ ઘટે છે. જો એ પોતાના કામમાં ફ્તેહ પામે તો આપણે એક વખત આપણી સારામાં સારી ઓઢણીઓ ઓઢી તેની આગળ જઇશું અને તેનો ઉપકાર માનીશું"

પેલા મુસલમાન સેક્રેટરીએ અને મેં રાત્રે દેવળમાં દરવાજાની આગળ ઉભા રહીને જે લોકો અમારૂં આમંત્રણ સ્વીકારી સભામાં આવ્યા હતા તેમને આવકાર આપ્યો હતો. આ ઉપરાંત અમારી સાથે કેટલાક મજબુત સીખ લોકો ઉભા હતા. એઓ પુરૂષોના બાઇબલવર્ગના સભાસદ હતા અને તેમણે તે વર્ગમાં મળતા શિક્ષણથી દારૂ પીવો છોડી દઇ મદ્યપાનનિષેધનું કાર્ય ઉત્સાહથી કરતા હતા.

આમાંનો એક માણસ, જેણે દારૂ પીવો તદન બંધ કરી દીધો હતો, તેના એક નાના દીકરાનું નામ કીરપુ હતું. આ છોકરો મારી પાસે એક સાંજે આવ્યો, અને મારી ખુરસી આગળ ઉભા રહીને તેણે મને તેની રમતમાંજ કહ્યું કે, "ગઇ રાત્રે મારા બાપુએ તેના કોઇ મિત્રને ત્યાંથી આવીને કહ્યું કે, "હું હવે દારૂ કદી પીવાનો નથી. કોઈ દિવસ મિસ સાહેબને આ વાતની ખબર પડશે તો મારે કેટલું બધું શરમાવું પડશે !"

મેં કહ્યું, "શું, કીરપુ, ખરેખર! તારા બાપુ દારૂ તો નહિજ પીતા હોય ?"

તેણે ડોકું ધુણાવીને કહ્યું, "મને કંઇ ખબર નથી, પણ મેં આટલું તો તેની પાસેથી સાંભળ્યું હતું ખરૂં."

જે જોખમમાં નાના ફીરપુનો બાપ પડયો હતો તેથી પણ મને મદ્યપાનનિષેધના કાર્ય માટે ઘણો ઉમળકો આવ્યો હતો. તે મારો લાંબા વખતથી અતિ વિશ્વાસુ સાથી હતો. તે રાત્રે તેણે અને તેના મિત્રે દારૂ ન પીવાનું વ્રત લીધું. ત્યાર પછી ફીરપુના બાપે દારૂ કદી પીધો નહોતો. તેણે મહિના સુધી એ પાપમાંથી બીજાને બચાવવાને ઘણું કામ કર્યું, અને પછી પોતે માંદો પડયો અને આખરે ગુજરી ગયો. તેને દારૂની એટલી બધી ચીડ હતી કે જ્યારે તે સખ્ત માંદો હતો અને તેને બહુ દરદ થતું હતું ત્યારે ડાકટરે તેને કંઇ દારૂવાળી દવા આપવા માંડી; પણ તેણે ડાકટરને એકદમ કહ્યું કે, "હું મરી જઉં તો ભલે મરી જઉં, પણ દેવળમાં મેં જે વ્રત લીધું છે તે હું કદી તોડીશ નહિ."

તેજ રાત્રે પઠાણકોટની પહેલી મદ્યપાનનિષેધની સભામાં લગભગ દોઢસો જેટલા માણસો અને છોકરાઓ અમારા દેવળમાં આવ્યા હતા, અને અમે બધાએ મળીને એક પુરૂષોની મદ્યપાનનિષેધક સભા સ્થાપી. આ ઉપરાંત જોકે હું સ્ત્રીજાત હતી, તોપણ તેમણે મને પ્રમુખ તરીકે નીમી. આમાં કંઇ નવાઇ જેવું નહોતું, કારણકે અમારે ત્યાં કામ કરનારાઓ બહુ થોડા હતા; તોપણ આ પુરૂષવર્ગની સભા કે સંસ્થામાં એક સ્ત્રી પ્રમુખ તરીકે હોવી ન જોઇએ એવી જે શંકા મારા મનમાં હતી તે મેં તેમને જણાવી. ત્યારે તેમણે મને એવો જવાબ આપ્યો કે હું તેમને એક બ્હેન કે માતા સમાન હતી, અને તેથી તેમાં કંઇ હરકત જેવું નહોતું. ત્યાર પછી મેં તેમને ફરીથી કહ્યુ કે, "જો હું તમારી પ્રમુખ થઇશ, તો હું દરેક વખત સભાનું કામ પ્રાર્થના કરીને શરૂ કરીશ. મને પ્રાર્થનામાં શ્રદ્ધા છે અને તેની સફળતામાં મને વિશ્વાસ છે."

એ બધા લોકો જેમાં હિન્દુ, મુસલમાન, સીખ વગેરે હતા તે આ વાત સ્વીકારશે કે નહિ એ વિષે મને શંકા હતી. કારણકે એક તો હું ખ્રીસ્તી હતી; બીજું, આ સભાનું સ્થાન અમારૂં દેવળ હતું; અને ત્રીજું, દરેક કામ પ્રાર્થનાથી શરૂ કરવાનું હતું.

આ વખતે પણ મ્યુનિસીપાલીટીનો પેલો મુસલમાન સેક્રેટરી, જેને આ સંસ્થાનો સેક્રેટરી નીમવામાં આવ્યો હતો તે ઉભો થયો, અને બોલી ઉઠયો કે, "મિસ સાહેબ, અમે તમને અમારાં પ્રમુખ નીમીએ છીએ તે તમારી પ્રાર્થનાને કારણેજ છે. પ્રાર્થના વગર આ યુદ્ધ કરી શકાય તેમ નથી એ વાત અમે સારી રીતે જાણીએ છીએ."

આ પ્રાર્થનાની વાતમાં આ મુસલમાન ભાઇએ વખતોવખત અને તે પણ ઘણી મુસીબતના પ્રસંગમાં મને ટેકો આપ્યો છે. જ્યાં જ્યાં નવું કામ ખોલવામાં આવતું, ત્યાં ત્યાં ઓળખાણ કરાવ્યા પછી તે ઉભો થતો અને લોકોને કહેતો કે, "હવે સાંભળો, અમારા રિવાજ પ્રમાણે મિસ સાહેબ આ સભાનું કામ પ્રાર્થનાથી શરૂ કરશે."

દારૂની સામે અમે હજારો ખ્રીસ્તેતર લોકોમાં ત્રણજ વર્ષ યુદ્ધ કર્યું તેમાં માત્ર એકજ વખત આ પ્રાર્થનાના રિવાજની સામે વાંધો લેવાયો હતો. આ વાંધો લેનાર માણસ એક જુના વિચારનો ધર્મચુસ્ત મુસલમાન હતો. આ માણસે લીલા રંગની પાઘડી પહેરી હતી અને તે અમારા દેવળમાં પહેલીજ વાર આવ્યો હતો. અમારી સભા પૂરી થઈ ત્યારે ઇસુ ખ્રીસ્તના નામમાં પ્રાર્થના કરવામાં આવી અને તે વખતે પોતાના કાન પર પોતાના હાથ મૂકી તે બોલી ઉઠયો, "અરે, એ બાઇ તો ઇસુના નામમાં પ્રાર્થના કરે છે! એ તો દેવનું અપમાન થયું!"

આ વખતે સેક્રેટરી ધીરજથી ઉઠીને બોલ્યો કે, "ભાઇ, શાંત રહે, એ અમારો રીવાજ છે."

રીવાજ! "રીવાજ" મિશનરી લોકોએ તો અત્યાર સુધી તે વખોડી કાઢયો હતો! પણ અત્યારે તેજ રીવાજ દેવનું કાર્ય કરવામાં કામમાં લેવાયો હતો.

અમારા નાના દેવળમાં તે રાત્રે આ સંસ્થા યોગ્ય રીતે સ્થપાઇ એટલે હું ઉઠી અને ત્યાં એકઠા થયેલા લોકોને અમે હિન્દુસ્તાની ભાષામાં ડબ્લ્યુ. સી. ટી. યુ. પ્રતિજ્ઞાનો આગળથી તરજુમો કરી રાખેલો હતો તે મેં વાંચી સંભળાવ્યો. આ પ્રતિજ્ઞા હિન્દુસ્તાનમાં દારૂનો દવા તરીકેનો નિષેધ કરતી નથી, પણ આગળ જતાં તે પુરૂષોએ પોતે પોતાની

મેળેજ આ વ્રતને પૂરૂં કર્યું અને દારૂનો દવામાં પણ ઉપયોગ ન કરવાનો નિશ્ચય કર્યો. તેમના મનમાં એમ બીક લાગી કે રખેને તેઓમાંનો કોઇ દારૂનો દવા તરીકે ઉપયોગ કરવાને લલચાઈ પોતાની મેળે તે પીવા લાગે અથવા તો વૈદ કે ડાકટરને સમજાવી તેમની રજા લઈ તેમ કરવા લાગે.

તે રાત્રે ચાળીસ માણસો હિમ્મતથી આગળ આવ્યા અને તેમણે દારૂ ન પીવાનું વ્રત લઈ તેમનાં નામ અમારી નોંધપોથીમાં નોંધાવ્યાં.

આવી રીતે આ કામની શરૂઆત થઈ હતી, અને તેનાં પરિણામ અમે પૂર્ણ ધીરજ અને શાંતિથી જે પ્રભુએ "જો તમે માગશો તો હું કરીશ," એમ કહ્યું છે તેના હાથમાં સોંપ્યાં હતાં.

હું રાતની પ્રાર્થનાને વખતે મારી છોડીઓને મળી અને મેં તેમને ઇશ્વિરે જે બધું કર્યું હતું તે કહ્યું. જવાબમાં તેમણે મને વચન આપ્યું કે અમે પ્રાર્થનામાં તમારા વિશ્વાસુ સાથી રહીશું અને આખરે ઇસુ ખ્રીસ્તનો પઠાણકોટમાં વિજય થશે.

---

## પ્રકરણ બીજું.

## પ્રાર્થનાનું વિજયચિન્હ.

આ સંસ્થાની બીજી સભામાં પહેલી સભાના જેટલાં માણસો હાજર થયાં નહોતાં. દારૂ પીનારાઓ અને વેચનારાઓ પણ સામેથી પોતાનું જોર વધારવાને પ્રયત્ન કરતા હતા. વળી ઠંડી મોસમનો વરસાદ શરૂ થયો હતો, અને આ રાત્રી ઠંડી અને શરદીવાળી હતી ; માત્ર પચાસેક માણસો હાજર થયા હતા, પણ તે બધાને ભવિષ્યને માટે ઘણી આશા હતી. સેક્રેટરીનો ઉત્સાહ જેવો ને તેવોજ હતો. આ સભામાં કેટલાંક નવાં નામો નોંધાયાં હતાં.

મારા મનમાં પક્કી ખાતરી હતી કે આ બદીને દૂર કરવા માટે આગ્રહી પ્રાર્થનાનીજ જરૂર હતી, અને એ માટે છોડીઓએ અને મેં ઇશ્વર અમને જ્ઞાન આપે અને દોરે એવી ખુબ પ્રાર્થના કરી. આવા મોટા અનર્થ સામે લડવાને અમે તદન અશક્ત હતાં એ અમે સારીપેઠે સમજતાં હતાં.

ત્રીજી સભા ભરાવાની હતી ત્યાર પહેલાં અમે પઠાણુકોટના બધા અમલદારોને ગામના લોકોને ઉત્તેજન આપવા અને અમારા શુભ કાર્યમાં તેમની સહાનુભૂતિ મેળવવા તે સભામાં આવવાને માટે ખાસ જુદાં આમંત્રણ મોકલ્યાં. એ આમંત્રણપત્રોમાં અમે તેમને જણાવ્યું હતું કે આખા હિન્દુસ્તાનમાં દારૂ પીવાનું વ્યસન વધતું જતું હતું, અને તેમના પોતાના પુત્રો પણ તેના ભોગ થઇ પડે તેમ હતું, અને તેથી આવા કામને ઉત્તેજન આપવું એ તેમની ખાસ ફરજ હતી.

આ પત્રો અમે ફીરપુના બાપની મારફતે મોકલાવ્યા હતા અને એ સૌ અમલદારોને બરાબર મળે તેની ખાસ સંભાળ લીધી હતી.

આની સાથે અમે પ્રાર્થના પણ ઘણી કરી હતી અને આશા અને ઉત્કંઠાથી ત્રીજી સભાની વાટ જોઇ રહ્યાં હતાં. યોગ્ય વખતે દેવળના ઘંટે પણ સભા ભરાવાની છે એવી ખબર આપી. દેવળમાં બધું વ્યવસ્થિત હતું. નિશાળની છોડીઓએ પોતાનાં ફુલો શોભામાં વધારો કરવાને માટે મોકલી આપ્યાં હતાં.

હું શાળામાંથી રસ્તો ઓળંગીને દેવળમાં જતી હતી ત્યારે લોકોનાં નાનાં નાનાં ટોળાં આવતાં જોઈ મને ઘણો હર્ષ થયો. તેઓ પાદ્દરાજ દેવળના દરવાજામાં આવ્યા અને જરા પણ અચકાયા વગર અંદર જઇને બેઠા. આવી રીતે બધી પાટલીઓ ભરાઇ ગઈ એટલુંજ નહિ પણ માણસોની સંખ્યા એટલી બધી મોટી હતી કે ઉભા રહેવાની પણ બીલકુલ જગ્યા નહોતી.

આ વખતે મારૂં હૈયું ભરાઇ આવ્યું અને મને હર્ષનાં આંસુ આવતાં આવતાં રહી ગયાં.

આ વખતે કોઇએ કહ્યું કે, "ન્યાયાધીશ સાહેબ આવે છે," અને તુરતજ બધું ચુપચાપ થઇ ગયું. સહુ એકદમ માનસહિત ઉઠયા અને આ અમલદાર અને તેમના હાથ નીચેના માણસોને, મારી પડખે તેમને માટે ખુરશીઓ રાખવામાં આવી હતી ત્યાં, આગળ આવવાને માટે માર્ગ કરી આપ્યો. લગભગ બધો અમલદારવર્ગ તેમની સાથે આવ્યો હતો તે જોઇને મેં ઇશ્વરનો મોટો ઉપકાર માન્યો.

આ વખતે દેવળમાં એટલાં બધાં માણસો હતાં કે ક્યાંએ જરા પણ જગ્યા ખાલી નહોતી. આ ઉપરાંત બહાર પણ ઘણાં માણસો હતાં અને તે બધાં અંદર શું થઈ રહ્યું હતું તે બારીઓ વિગેરેમાંથી જોયાં કરતાં હતાં.

જ્યારે મેં આ મદ્યપાનનિષેધક સંસ્થા માટે અને તેના પ્રત્યેક સભાસદ માટે આશીર્વાદ પામવા પ્રાર્થના કરી ત્યારે આ બધા સેંકડો લોકોએ શાંતિથી અને ભક્તિભાવથી મારૂં સાંભળ્યું. આ પ્રાર્થના પછી મદ્યપાન-નિષેધના સંબંધમાં એક ગીત ગવાયું. આ ગીત ગાનાર એક ભાઇ હતો, જેણે પોતાનું આખું જીવન આ કાર્યને માટે અર્પણ કર્યું હતું. ત્યાર પછી તેણે લગભગ અર્ધો કલાક વ્યાખ્યાન કર્યું, અને તેમાં તેણે પોતાની મધુર માતૃભાષામાં દારૂડીઆનાં દુઃખ અને દિલગીરીનું એવું તો કરૂણરસ-વાળું અને આબેહુબ ચિત્ર ચિતર્યું કે બધા લોકો તેને ખૂબ ધ્યાનથી સાંભળી રહ્યા. તેણે તેમને કહ્યુ કે દારૂની બદી વધતી જતી હતી, અને એ વાત દારૂની મહેસુલથી ચોખ્ખેચોખ્ખી દેખાઇ આવતી હતી. તેણે કહ્યું કે હિન્દુઓ અને મુસલમાનો તો દારૂથી સૈકાંઓ થયાં દૂર રહેનારા હતા અને અત્યારે પણ તેઓ તેવાજ છે એ દેખાડવાનો વખત આવી પહોંચ્યો હતો. હિન્દુસ્તાનના લોકો કદી દારૂ પીતા નહોતા અને તેઓ હવે પીવા લાગ્યા છે, ને તે એટલે સુધી કે તેઓ તેમાં હદ રાખતા નથી. તેઓ એક વખત પીવા લાગે છે ત્યારે પાછું વળી જોતાજ નથી.

તેણે આખરે કહ્યું કે, "મને ખાત્રી છે કે આજે આપણને મોટો આશીર્વાદ મળશે, કારણકે મિસ સાહેબે પ્રાર્થના કરી છે અને તે પ્રાર્થ-નાનું ફળ આપણને મળશે."

તેણે પોતાનું વ્યાખ્યાન પૂરૂં કર્યું એટલે હું ઉભી થઇ અને ત્યાં આવેલા માણસોને મેં આગ્રહથી વિનંતી કરી કે, "દારૂ ન પીવો એ વાત તમે યોગ્ય ધારતાજ હો, તો પછી તમારે તે ન પીવાનું વ્રત કેમ ન લેવું?" આમ કહી વ્રત લેવાને માટે કોણ તૈયાર થાય છે તે જોતી હું ઉભી રહી.

પહેલાં તો મેં એમ ધાર્યું હતું કે મકાનના પાછળના ભાગમાં જ્યાં ગરીબ લોકો ઉભા હતા ત્યાંથી કોઇ બહાર આવશે, અને તેથી મારી નજર ત્યાં હતી. પણ એકાએક કંઇ એવું બન્યું કે જે જોઇને હું અને સહુ

છક થઈ ગયાં. મારી પડખેથીજ કોઇ ઉઠીને બોલ્યો કે, "મિસ સાહેબ, આજ રાત્રે આ વ્રત લેનારામાંનો પહેલો હું થઇશ, અને ઇશ્વરની સહાયતાથી હું હવેથી કદી પણ દારૂ પીશ નહિ." આ કહેનાર પેલા ન્યાયાધીશજ હતા, જેની હકુમત બે લાખ લોક પર ચાલતી હતી. મને તો એમજ થયું કે હું કેમ જાણે સ્વપ્નમાં ન હોઉં! મોટામાં મોટો અમલદાર અમારા ભેગો ભળ્યો એથી અમારે બીજું શું જોઇએ? આ પ્રતિષ્ઠિત હિન્દુ ગૃહસ્થ દારૂ પીવાનું છોડી દે અને દારૂના કુછંદની સામે બાથ ભીડવા લાગેલી અમારી નાની મંડળીમાં સામેલ થાય એ તો ખરેખર ઇશ્વરનુંજ કાર્ય હતું.

તે વખતે ઇશ્વર પ્રત્યે ઉપકારની લાગણીથી મારી આંખમાં ઝળઝળીઆં આવી ગયાં અને હવે શું થાય છે તેની વાટ જોતી હું ઉભી રહી. ત્યાર પછી જે બીજો માણસ ઉભો થયો તે પઠાણકોટનો સહુથી વધારે પૈસાદાર સીખ જમીનદાર હતો. આ માણસ આધેડ વયનો અને દેખાવમાં સુંદર હતો, પણ તેના મોં ઉપર દારૂથી થએલી તેના જીવનની પાયમાલીનાં ચિન્હ ચોખ્ખાં દેખાતાં હતાં. તેણે પોતાનો જમણો હાથ ઉંચો કર્યો અને કહ્યું કે, "ભાઇઓ, તમે સહુ જાણો છો કે હું અડંગ દારૂ પીનારો છું અને મેં તેમાં હજારો રૂપીઆ ગુમાવ્યા છે. પણ હું આજે દારૂ મુકી દેવાનું વ્રત લઉં છું.

એ માણસને ખરેખર મોટી મુશ્કેલી નડવાની! પોતે પૈસાદાર, ઉદાર અને મળતાવડો હોવાથી તેને ઘણા મિત્રો હતા, અને તેમાં કેટલાક એવા હતા કે જે ઘણા કુછંદી હતા અને દારૂ વગેરે પીવામાં યુરોપીઅન લોકોનું અનુકરણ કરતા હતા. એ માણસ પોતાનું વ્રત પાળી શકશે કે નહિ એ એક મોટો સવાલ હતો. તેના જેવા માણસોને સાહ્ય કરવાને આગ્રહી પ્રાર્થના સિવાય બીજો એકે રસ્તો નહોતો.

ત્યાર પછી વડા ન્યાયાધીશ બોલી ઉઠયા: "અમરનાથ કયાં છે? અમરનાથ, તું આગળ આવ અને આ વ્રત લે."

બિચારો અમરનાથ! જેના આખા શરીરમાંથી દારૂની દુર્ગંધ નીકળતી હતી, તે ધ્રુજતો ધ્રુજતો વડા ન્યાયાધીશ આગળ આવ્યો અને ન્યાયાધીશે તે વખતે તેને નીચે પ્રમાણે કહ્યું:

"અમરનાથ, તારી માનું દુઃખ જોઈને મને રડવું આવે છે. તું પોતે તો છેક નકામો છે અને તારે માટે તો કંઇ પણ કરવું જોઈએ નહિ. તેં તારા બાપના નામને અને તારા ગામને બટ્ટો લગાડયો છે, પણ તારી માને લીધે મારે તને સાહ્ય કરવી જોઇએ. સાંભળ, આ વ્રત તું લઇશ ?"

અમરનાથને આવી રીતે મોટા ન્યાયાધીશ તરફથી આજ્ઞા કરવામાં આવી એટલે તેને તે ઉઠાવ્યા વિના છુટકોજ નહોતો. આથી તેણે તે વ્રત લીધું. આવી સારી રીતે આજે કામની શરૂઆત થઇ, અને તેને પરિણામે ઘણાં માણસો ઉઠયાં અને તેમણે દારૂ ન પીવાનું વ્રત લીધું. આ બધું જોઇને હું તો ઈશ્વરનો મોટો ઉપકાર માનવા લાગી અને આ તેનુંજ કાર્ય છે એ સ્પષ્ટ અનુભવવા લાગી. આથી મારા મનમાં દીનતાનો ભાવ ઘણો વધ્યો અને સાથે સાથે આનંદ પણ વધ્યો.

એક સીખ, જે જંગલખાતાનો અમલદાર હતો અને જેના મોઢા ઉપર દારૂની લતનાં ચોખ્ખાં ચિન્હ દેખાઇ આવતાં હતાં, તેને દારૂનો તિરસ્કાર કરનાર તેનો છોકરો આગળ લઇ આવ્યો અને તેણે વ્રત લીધું. વળી એક સીખ, જે નિશાળનો માસ્તર હતો અને જેણે પોતાનું બધું ધન દારૂમાં ઉડાવી દીધું હતું અને થોડાએક દિવસ પહેલાં પોતાનાં વાસણ કુસણ પણ વેચી ખાધાં હતાં, તે પણ આગળ આવ્યો અને તેણે વ્રત લીધું. આવી રીતે આ બિચારા ગરીબ અને દુઃખી લોકો એક પછી એક આવતા ગયા અને વ્રતના પુસ્તકનાં પાનાં સહીઓથી ભરાવા લાગ્યાં.

આ વખતે દારૂનો ઈજારદાર જે પાછળ બેઠો હતો, તેનાથી આ બધું સાંખી શકાયું નહિ. તે એકદમ ઉઠયો અને આ મદ્યપાનનિષેધની સભા ઉપર તેમજ તેના સભાસદો વગેરે ઉપર પોતાના શ્રાપનો વરસાદ વરસાવીને તે દેવળ છોડીને ચાલ્યો ગયો અને પોતાના ભુંડા દુર્ગંધવાળા મકાનમાં જઈ કહેવા લાગ્યો કે "ફિકર નહિ. એ બધાને હું પાછા ખેંચી લઈશ. થોડા કલાકમાંજ એ લોકો દારૂ દારૂ કરતા મારી પાસે પાછા આવશે."

જ્યારે બધું શાંત થયું ત્યારે અમારી સભામાં મેં કહ્યું કે "ભાઇઓ, મને લાગે છે કે ઇશ્વરે આપણી સંસ્થા માટે એક આદર્શ વચન તૈયાર

કરી રાખ્યું છે, અને તે આ છે," એમ કહીને મેં પાટીઆ ઉપર મોટા અક્ષરે આ શબ્દો લખ્યા :

"મિતાહાર, પવિત્રતા અને ઐક્ય."

"તમે સહુ આ આદર્શ વચન સ્વીકારો છો ?"

ન્યાયાધીશ સાહેબે કહ્યું કે, "બેલાશક, અમે એ વચન સ્વીકારીએ છીએ. એ અમને યોગ્ય લાગે છે."

ત્યાર પછી મેં તેમને ધોળી પટીથી ભરેલી એક પેટી બતાવી અને કહ્યું કે આ ધોળો રંગ પવિત્રતા સૂચવે છે અને એ પણ કહ્યું કે તેમણે માત્ર દારૂથી દૂર રહેવાનું છે એટલુંજ નહિ, પણ દારૂથી નીપજતાં જે બધાં પાપ છે તેનાથી પણ દૂર રહેવાનું છે. ઇશ્વર સહુ સ્ત્રીઓ તેમજ પુરૂષો પાસેથી પવિત્ર જીવન માગે છે. આ વખતે ઘણાનાં મોં ઉતરી ગયાં, કારણકે મને ખાત્રી હતી કે તેમાંનાં ઘણાખરાંનાં જીવનમાં કંઇ ને કંઇ દોષ તો હતોજ. મેં ઇશ્વરનો ઉપકાર માન્યો કે તેઓને સમર્થ તારનારની જરૂર હોવાથી તેમાંના કેટલાક મારા પ્રભુ ખ્રીસ્તને પામ્યા વગર રહેશે નહિ.

મેં વાત ચાલુ રાખતાં કહ્યું કે, "આ નાની પટી ઐક્ય સૂચવે છે. આપણે હિન્દુસ્તાનના બધા લોકો, અરે, આપણા આ પઠાણકોટનાજ લોકો, એક બીજાથી બહુ વેગળા છીએ. હિન્દુ લોકો પોતાના મહોલ્લાઓમાં રહી બીજાઓનું શું થાય છે તેની લેશમાત્ર પણ દરકાર કરતા નથી. મુસલમાનો પણ તેમજ કરે છે અને આ બધા ખ્રીસ્તી લોકોની તમારામાં કંઇ ગણત્રી નહિ હોવાથી તેઓ પણ જે જાતનો મિત્રભાવ તેમણે બીજી કોમો પ્રત્યે રાખવો જોઇએ તેવો રાખતા નથી. પણ હવે આપણે બધા ભેગા થઇને આ અનર્થને દૂર કરીશું."

આ વખતે પેલા વડા ન્યાયાધીશ લોકોના તરફથી બોલી ઉઠયા કે, "બંધુઓ, હું અહીં વિનંતી કરૂં છું કે, આપણે સૌએ આ પવિત્ર સ્થાનમાંથી જાતિભેદ દૂર કરવો, એ માટે કે આપણે આ દેવળમાં આપણા આ માનનીય બાઇના કહેવા પ્રમાણે આપણા કુટુંબનો અને દેશનો નાશ કરનાર અનર્થને દાબી દેવા માટે મળીએ ત્યારે આપણે સહુએ બંધુભાવથી વર્તવું જોઇએ."

ત્યાર પછી મારા પ્રત્યે ફરીને તેણે કહ્યું કે, "મહેરબાની કરીને આ ધોળી દોર મારા કોટને લગાડો. એ પવિત્ર ચિહ્ન પહેરવું એ હું એક પ્રકારનું માન સમજું છું."

હિન્દુસ્તાનમાં આ જાતિભેદ દૂર કરીને સહકાર્ય કરવું એ કેટલું મુશ્કેલ છે એ આપણે સહુ કોઈ જાણીએ છીએ. તોપણ મારે એટલું તો કહેવું પડશે કે બધા માણસોએ પછીના વખતમાં તે પ્રમાણે કરી બતાવ્યું છે.

મેં ઘણી ખુશીથી તે વડા ન્યાયાધીશના કોટ ઉપર ધોળી દોર લગાડી. તે વખતે તેણે વ્યાકુળ થઇ કહ્યું કે, "ખરેખર, આજે મારી માને બહુ સુખ થશે. વીશ વર્ષથી તે મને રોજ કહેતી આવી છે કે, 'મારા પુત્ર, તું દારૂ છોડી દે,' અને મેં તેનું માન્યું નહોતું."

તે રાત્રે પઠાણકોટમાં ઘણાં ઘર સુખી થઇ ગયાં હતાં અને અમારાં બધાનાં હૃદય આનંદથી ઉભરાઇ જતાં હતાં.

આ ત્રીજી સભા ત્રણ કલાક ચાલી હતી અને તેમાંની એક પળ પણ કોઇને ભારે પડી નહોતી.

અમે સહુ પરસ્પર ઘણાં પ્રેમ અને વિનયથી સલામ કરીને વિખુટાં પડ્યાં અને હું તરતજ મારા ઓરડામાં એકાંત માટે ચાલી ગઈ. સૌથી પહેલાં તો મને નાની ફીરોઝાની પ્રાર્થના "ઓ પ્રભુ, અમારૂં દેવળ કૃપા કરીને ભરી દે" એ યાદ આવી, અને ઈશ્વરે એ પ્રાર્થના કેવી પૂર્ણ રીતે સફળ કરી હતી અને દેવળ કેવું ખીચોખીચ ભરાઈ ગયું હતું તેના વિચારથી મને આનંદ ઉપજ્યો. ખરેખર દરેક બાબત સંબંધી પ્રાર્થના કરવાથી લાભ થાય છે.

એક સવારે મને પઠાણકોટમાંના એક મુખ્ય મુસલમાન અમલદારને ત્યાંથી સંદેશો આવ્યો. તેની સ્ત્રી પરદાનશીન બાઇ હતી તોપણ તે ઇસુ ખ્રીસ્તને ઓળખવા અને ચહાવા લાગી હતી, અને આનું કારણ એ હતું કે તેને કોઇ મિશનરી બાઇએ બાઇબલનું શિક્ષણ આપ્યું હતું. તેણે જે સંદેશો મોકલ્યો તે એ હતો કે અમારે તેની મોટી પૌત્રીના ધણી માટે પ્રાર્થના કરવી. આ માણસ એક હોશિયાર ડાકટર હતો અને તેણે

બાપ્તિસ્મા લીધું હતું અને તે આ વખતે પણ ઇસુને માનતો હોય અને તેને ચાહતો હોય એમ ન માનવાને કંઈ ખાસ કારણ નહોતું. આ માણસ જ્યારે મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે દારૂ પીતાં શીખ્યો હતો, અને ખ્રીસ્તી ધર્મની અસર તેના ઉપર એટલી બધી ઉંડી થઇ ન હતી કે તે તે ભુંડી ટેવ છોડી દે. તે આ વખતે સ્ટ્રેટ સૅટલમેંટમાં આવેલા સિંગાપોરમાં એક ક્વારનટાઇન તરીકે રાખવામાં આવેલ વહાણ ઉપર કામ કરતો હતો. આ માણસની વડી સાસૂએ અમને આ માણસ દારૂ પીવાનું છોડી દે તે માટે પ્રાર્થના કરવાની વિનંતી કરી હતી. પઠાણકોટમાં અમે મદ્યપાનનિષેધના સંબંધમાં જે કર્યું હતું તે વિષે તેણે સાંભળ્યું હતું અને તેથીજ આ સંદેશો મોકલ્યો હતો.

તે રાત્રે મેં છોડીઓને કહ્યું કે, "આજે મને પ્રાર્થનાને માટે બીજી એક વિનંતી કરવામાં આવી છે." ત્યાર પછી મેં તેમને સવારની બધી વાત કહી અને કહ્યું કે, "આપણે ખ્રીસ્તી લોકો મદ્યપાનનિષેધનું કામ કરનાર છીએ માટે આપણે પહેલાં તો જે લોકો ખ્રીસ્તી છે તે બધાને દારૂના વ્યસનમાંથી છોડાવવાને ખાસ પ્રયત્ન કરવો જોઇએ. માટે, ચાલો, આપણે સહુ આજે આ ખ્રીસ્તી ભાઇને માટે ખરી ઉત્કંઠાથી પ્રાર્થના કરીએ. આપણે ઇશ્વર આગળ આજે એક મોટી વસ્તુ માગીએ અને તે એ છે કે આ ડૉક્ટર સિંગાપોરથી પઠાણકોટમાં આવી આપણા નાના દેવળમાં વ્રત લે."

આ વિશ્વાસમાં કેટલું બધું સાહસ ખેડવાનું હતું! સિંગાપોર પઠાણકોટથી લગભગ સાડાત્રણ હજાર માઇલ જેટલું દૂર છે અને ત્યાં જવાને માટે કેટલાક દિવસ જમીન ઉપર તેમજ દરિયા ઉપર મુસાફરી કરવી પડે છે. તોપણ મારી વહાલી છોડીઓએ આ પ્રાર્થના કરતાં પાછું જોયું નહિ. તેમણે કહ્યું, "અમે એ ભાઇને માટે ઘણી ખુશીથી પ્રાર્થના કરીશું." સુંદો નામની છોડીએ આ વાતની નોંધ આ કામને માટે ખાસ રાખેલી ચોપડીમાં કરી લીધી, અને તે આ પ્રમાણે હતી: "ડૉક્ટર જી. એ. પઠાણકોટ આવી આપણા દેવળમાં વ્રત લે, એવી પ્રાર્થના કરો."

આ પ્રાર્થના કેટલાંક અઠવાડીઆં સુધી અમે સહુએ આગ્રહથી કરી, ત્યાર પછી એક સવારે તે મુસલમાન અમલદારને ઘેરથી અમને

સંદેશો આવ્યો અને તે આ હતો: "તમારી 'પ્રાર્થનાનો જવાબ' લાહોરમાં છે." હું મારા મનમાં હસી અને મેં કહ્યું કે, "પ્રભુની સ્તુતિ થાઓ. આપણી 'પ્રાર્થનાનો જવાબ' અહિં લાવવાને બહુ વાર લાગશે નહિ." કારણ કે લાહોર અમારે ત્યાંથી માત્ર નવાણું માઇલ દૂર હતું અને ત્યાં જવાને મોટી રેલગાડી છે.

મારા ટેબલ પાસે જઇ મેં ડૉકટર જી. એ.ને એક કાગળ લખ્યો અને તેમાં તેને તેનાથી બની શકે તો તુરત પઠાણકોટ આવવાને વિનંતી કરી, કારણકે મારે તેને કંઈ ખાસ કહેવાનું હતું. આ ઉપરથી તે એકદમ આવ્યો.

જ્યારે તે મારી પાસે આવ્યો ત્યારે મારા મનમાં જે હતું તે તેને કહેવાને મને બહુ મુશ્કેલી નડી નહિ, કારણકે હું માનતી હતી કે ઇશ્વર તેના હૃદયમાં કામ કરી રહ્યો હતો, અને બે દિવસ પછી જે ફેબ્રુઆરી મહિનાની અમારી સભા ભરાવાની હતી તેમાં હાજર રહેવાનું જ્યારે તેણે જરા પણ આનાકાની વગર વચન આપ્યું ત્યારે મને બિલકુલ નવાઇ લાગી નહિ. તેણે મને કહ્યું કે "હું રહું તો ખરો, પણ લાહોરમાં મારો એક દરદી છે અને તેથી મારે ત્યાં જવું જોઇએ; પણ તમારી દારૂનિષેધની સભામાં તો હું આવીશ." ત્યાર પછી તે લાહોર કેવી રીતે આવ્યો તેની મને તેણે સમજ પાડી. સિંગાપોરમાં તેને લગભગ ત્રણસો રૂપીઆનો પગાર મળતો હતો અને ત્યાં તે પોતાના કામથી સુખી હતો. પણ તે એકાએક બહુ માંદો પડયો અને તેને તુરત ઘેર આવી પોતાના કુટુંબને મળવાની ઇચ્છા થઇ આવી તેથી તે પંજાબમાં પાછો આવ્યો. આમાં ઇશ્વરનો હાથ નહિ હોય એમ કોણ કહેશે? મેં પણ તેને તેમજ કહ્યું, પણ અમે તેને માટે પ્રાર્થના કરતાં હતાં તે વાત તેને કહી નહિ.

અમારી ચોથી માસિક સભા ૨૨મી ફેબ્રુઆરી ૧૯૧૪ના રોજ ભરવામાં આવી હતી. તે દિવસે પણ બધું મકાન ખીચોખીચ ભરાઈ ગયું હતું અને બીજા કેટલાક માણસોએ વ્રત લીધું. આ વખતે પણ વડા ન્યાયાધીશ બહુ વહેલા આવ્યા હતા અને તે પોતાના અધિકારને લીધે અમને ઘણી રીતે બહુ ઉપયોગી થઇ પડયા હતા.

અમારો નવો ડૉકટર મિત્ર શરૂઆતની પ્રાર્થના માટે હાજર હતો. તેને માટે હું ગુપ્ત રીતે પ્રાર્થના કર્યાં કરતી હતી. જે દારૂ પીવાના વ્યસને



"પ્રાર્થનામાં સાથી"માંની કેટલીક કન્યાઓ.

તેના ઉપર આવો ભારે કાબુ મેળવ્યો હતો તેની સામે થવાને તે ખુલ્લી રીતે વ્રત લેશે કે નહિ એ પ્રશ્ન મારા મનમાં રમ્યા કરતો હતો. એક રીતે એ મુશ્કેલ તો હતું, કારણકે પઠાણકોટ નાની જગ્યા હોવાથી સહુ એક બીજાને ઓળખતા હતા અને તેથી આ માણસને શરમાવાનું કારણ વિશેષ હતું.

પ્રાર્થના અને વ્યાખ્યાનો થઇ રહ્યાં અને ગીતો ગવાઇ રહ્યાં અને જ્યારે લોકોને વ્રત લેવાને માટે આગળ આવવાને વિનંતી કરવામાં આવી ત્યારે તે મારી આગળ એકદમ આવ્યો અને મારી કલમ પોતાના હાથમાં લઇને જરા પણ આચકો ખાધા વગર તદ્દન નહિ પીનારાઓમાં પોતાના હાથથી પોતાનું નામ ઉમેર્યું. મને પાછળથી ખબર પડી કે તેણે દારૂ પીવો છોડી દીધો એટલુંજ નહિ પણ તેની સાથે બીજી કેટલીક તમાકુ જેવી વસ્તુઓ પણ છોડી દીધી.

અમારી પ્રાર્થના આવી રીતે સફળ થઈ તેથી અમને ઘણો આનંદ થયો. સુંદરાએ પોતાની નોંધપોથીમાં પેલી વિનંતીની જે નોંધ કરી હતી તેમાં આટલા શબ્દો ઉમેર્યા: "પ્રાર્થનાનો ઉત્તર મળ્યો: ૨૬મી ફેબ્રુઆરી ૧૯૧૪."

પણ આ ભાઇને માટે આરંભેલું કામ આટલેથીજ પુરૂં થયુ નહોતું. તેની વડી સાસુ પાસેથી અમને બીજો એક સંદેશો મળ્યો હતો અને તે એ હતો કે અમારાથી બની શકે ત્યાં સુધી અમારે આ ડૉકટરને અમારી પાસે રાખવો, નહિ તો તેના જુના મિત્રો વખતે તેને પાછો તેની આગળની બુરી ટેવમાં લઈ જાય.

તે પોતે પણ અમારી પાસે રહેવા બહુ ખુશી હતો અને તેનું કારણ એ હતું કે તે પોતાની સ્ત્રી અને ચાર બાળકોને ખ્રીસ્તી થએલાં જોવા ઈચ્છતો હતો. હજુ સુધી એ બધાં મુસલમાન હતાં. તેની સ્ત્રી અત્યાર સુધી ખ્રીસ્તી થવા ઈચ્છતી નહોતી, પણ તે પોતાના ધણીને એટલી બધી ચાહતી હતી કે તેણે ધર્મ છોડયો છતાં પણ તેણીએ તેને તજ્યો નહોતો. અમે તેને માત્ર નામનો પચાસ રૂપીઆ પગાર આપીને અમારે ત્યાં રાખવાનું નક્કી કર્યું. તેણે કહ્યું કે, "મારી સ્ત્રી અને મારાં બાળકો ખ્રીસ્તી થાય ત્યાં સુધી મારે માત્ર અન્ન અને વસ્ત્ર જોઇએ છે અને તેને માટે આ બહુ છે."

એ બધાં કેમ તારણ પામે તેને માટે તેને બહુ વિચાર થવા લાગ્યો. કોઇ કોઇ વાર તે રોતો રોતો કહેવા લાગ્યો કે, "મારૂં વહાલું કુટુંબ નર્કમાં જશે તો હું શું કરીશ?'

તેની નાની સ્ત્રી બહુ માયાળુ સ્વભાવની અને નમ્ર હતી. પણ તે તેણીના ધણીના ધર્મ પ્રત્યે બહુ ચાહના રાખતી નહોતી અથવા તો તેને તેમ દેખાતું હતું. એક દિવસ તે નિરાશામાં મારી પાસે આવ્યો અને મને કહ્યું કે, "હું હવે મારી સ્ત્રીની રાહ જોવાનો નથી: છોકરાંઓને આપણે બાપ્તિસ્મા આપી દઇએ. લોકો તેમને મુસલમાન કહે એ મને ઠીક નથી લાગતું." આ ઉપરથી અમે તેમને બાપ્તિસ્મા આપવાનું નક્કી કર્યું.

આ બાપ્તિસ્માની ક્રિયા વખતે હાજર રહેવાની તેણીની ઇચ્છા છે કે નહિ એમ મેં જ્યારે તેણીને પુછ્યું ત્યારે તેણીએ મને કહ્યું કે, જો તેને મોઢે પડદો નાખવામાં આવે તો તેણીને આવવાની હરકત નહોતી. મેં તે પ્રમાણે કર્યું, અને જોકે તે પોતે બીજાથી દેખાતી નહોતી તોપણ તેણીએ તેના ત્રણ મજબુત નાના છોકરાઓને અને ઝરીના નામની છોકરીને અમારા પાળક બાપ્તિસ્મા આપ્યું તે જોયું આ વખતે તેનો ધણી અને તેનાં છોકરાંઓ તેનાથી વધારે વધારે દૂર થતાં હતાં તે જોઇને તે બિચારી ધ્રુજતી હતી અને તેની આંખમાંથી અશ્રુની ધારા વહેતી હતી. તેણીએ મને પાછળથી કહ્યું કે જો તેના ધણીએ આ વખતે તેણીને સ્હેજ પણ જણાવ્યું હોત કે તેણી પણ બાપ્તિસ્મા લે એમ તેની ઇચ્છા હતી તો તુરતજ આગળ આવી તેણીએ પણ બાપ્તિસ્મા લીધું હોત.

એ બિચારી અત્યારે દુનિયામાં એકલી પડી હતી એમ તેને લાગતું હતું એમાં કંઇ નવાઇ નહોતી. તેની મા કેટલાંક વર્ષ પહેલાં ગુજરી ગઇ હતી, તેનો બાપ થોડા વખત પહેલાં મક્કાની હજ કરવા ગએલો ને તે ત્યાં ગુજરી ગયો હતો, અને અત્યારે તેનો ધણી અને તેનાં ચાર નાનાં છોકરાં તેનાથી જુદાં પડી ખ્રીસ્તી થયાં હતાં.

તેણીને વાસ્તે અમે નિરંતર પ્રાર્થના કરતાં હતાં. સુંદરાએ તેની નાની ચોપડીમાં આ પ્રમાણે લખ્યું હતું: "મિસીસ જી. એ. ખ્રીસ્તી થાય તે માટે પ્રાર્થના કરો."

થોડા વખત પછી તેણી બહુ માંદી પડી અને પોતે સાજી નહિ થાય એવી તેને બીક લાગવાથી તેણીએ પોતાના ધણીને એકદમ મિશનરી આગળ મોકલ્યો કે તે આવીને તેને બાપ્તિસ્મા આપે. તેણીએ કહ્યું કે "હું પ્રભુ ઇસુને મારા તારનાર તરીકે માનું છું. હું તેનામાં ઘણો વખત થયાં માનું છું પણ લોકલાજે મેં એ વાત છુપાવી રાખી છે."

જે દિવસે આ શીરાજબાઇએ બાપ્તિસ્મા લીધું તે દિવસ અમારા આ ડૉકટરભાઇને માટે મોટો આનંદનો હતો, અને અમારે સહુ માટે પણ તે એક ખુશીનો દિવસ હતો.

પહેલાં તો મને સ્હેજ બીક લાગી કે વખતે આ વાતથી ખ્રીસ્તેતર લોકો અમારા દેવળમાં ભરાતી દારૂનિષેધની સભામાં આવતા અટકે, અને તેને માટે હું તયાર પણ હતી. કારણકે અમારૂં પહેલું કામ માણસોના આત્માને તારવાનું હતું, પણ ઇશ્વરકૃપાથી એવું બન્યું કે આથી અમારૂં કાર્ય અટકવાને બદલે ઉલટું વધારે જોરથી ચાલવા લાગ્યું. આ ડૉકટરભાઈ મદ્યપાનનિષેધનું કાર્ય ઘણા ઉત્સાહથી કરવા લાગ્યા. કારણકે એક તો તેને પોતાને દારૂના માઠા પરિણામનો અંગત અનુભવ હતો અને તે ઉપરાંત તેને વિજ્ઞાન અને વૈદ્યકશાસ્ત્રની નજરે દારૂથી કેવી ખરાબી થાય છે તેની ખબર હતી. આ સિવાય તેનામાં કવિત્વની કુદરતી બક્ષીસ હતી અને તેથી તે પંજાબી, હિન્દુસ્તાની અને ફારસી ભાષામાં સારી સારી કવિતા લખી શકતો. આ રીતે તે અમને ઘણી રીતે મદદગાર થઇ પડયો હતો. તેનાં મદ્યપાનનિષેધનાં કાવ્યો છપાયાં છે અને બહુ દૂરના દેશોમાં પણ ઉપયોગમાં લેવાય છે.

તેનું જીવનચરિત્ર મને જાણવા જેવું લાગતું હતું અને તેથી મેં તેને એક દિવસ તે મને જણાવવાને વિનંતી કરી. તેના જવાબમાં તેણે મને અમારી નિશાળના એક ઓરડામાં જે વાત કહી તે આ પ્રમાણે છે:

"મારો જન્મ લાહોરમાં થયો હતો અને અમારૂં ઘર તેના એક મોટા દરવાજા આગળ આવેલું હતું. મારો બાપ મુલ્લાં હતો અને તેની એક મોટી ઇચ્છા એ હતી કે હું પણ તેની માફક મુલ્લાં થાઉં.

"હું નાનો હતો ત્યારથીજ શાળામાં જઇ ભણુવા લાગ્યો હતો અને ભણુવામાં હોશિયાર હોવાથી એકદમ આગળ વધ્યો હતો એટલુંજ નહિ, પણ મારી નાની વયમાં મેટ્રિકમાં પાસ થયો હતો. ત્યાર પછી હું લાહોરની વૈદ્યક કોલેજમાં દાખલ થયો, તેથી મારો બાપ બહુ નિરાશ થયો હતો. ત્યાં મેં મારા અભ્યાસમાં સારીપેઠે મહેનત લીધી અને તેથી મને કોઇ કોઈ શિષ્યવૃત્તિ પણ મળેલી હતી, અને તેને લીધે મને મારા અભ્યાસમાં બહુ મુશ્કેલી નડી નહોતી; કારણકે મારા બાપ મારૂં વૈદ્યક કોલેજનું ખર્ચ જે હમેશાં ભારે હોય છે તે ઉપાડી શકવાની સ્થિતિમાં નહોતા.

"હું ભણતો હતો ત્યારે મારા હાથમાં "નવા કરાર"નું પુસ્તક આવ્યું હતું અને તે હું કોઇ કોઇ વખતે વાંચતો હતો. આ મારી નિશાળના તેમજ કોલેજના અભ્યાસ દરમ્યાન થયું હતું. મેં ઇસુ ખ્રીસ્તનું શરણુ પૂરેપુરૂં કયારે લીધું તે હું કહી શકતો નથી. પણ જેમ જેમ હું સુવાર્તાઓ વાંચતો ગયો તેમ તેમ મારો વિશ્વાસ વધતો ગયો. કોઇ કોઈ વાર તો હું આખી રાત જાગતો અને મારા ત્રાતાને માટે પ્રેમનાં ગીતો બનાવતો.

"આ વખતમાં મારૂં લગ્ન થયું હતું અને તે મારાં સગાંઓની પસંદગીથી થયું હતું. હું તમને તે દિવસો વિષે વધારે કહેવા ઇચ્છતો નથી. ફીરોજ કરતાં મારી પહેલી સ્ત્રી બહુ જુદી હતી. અમારાં લગ્ન પછી તે થોડાં વર્ષે મરી ગઇ અને ત્યાર પછી મારૂં ફીરોજની સાથે લગ્ન થયું. તેણીની દાદી મારાથી બહુ ખુશી થઇ હતી અને તેણેજ અમારૂં લગ્ન નક્કી કર્યું હતું. ફીરોજે સ્ત્રી તરીકે તેની ફરજ બરાબર બજાવી છે. તેની દાદીએ મારા ધર્મ વિષેના વિચાર વિષે જાણ્યું હતું, પણ પોતે તમારા દ્વારા ધર્મ સંબંધી થોડું શિક્ષણ પામેલી હોવાથી તેના વિચાર ઉદાર હતા અને તેથી મારા વિચારના ફેરફારને તેણે અમારાં લગ્નની આડે આવવા દીધો નહિ.

"મારૂં દાંપત્યજીવન સુખમાં ગયું છે અને મેં ખ્રીસ્તમાં મારો વિશ્વાસ પ્રગટ કર્યો ત્યાર પછી મારા ઉપર જે ભયંકર સતાવણી આવી હતી તે વખતે ફીરોજે પોતાનો સ્ત્રીધર્મ બરાબર પાળી મને ઘણો ટેકો આપ્યો હતો જેને માટે હું તેનો ખરેખર ઉપકારી છું.

"અમારૂં પહેલું બાળક થોડા મહિનાનું થયું ત્યારે મને બહેરીનમાં એક સારી નોકરી આપવામાં આવી હતી. સરકારને તે જગ્યા માટે એક હોશિયાર મુસલમાનની જરૂર હતી, અને તેથી મેં તે નોકરી લીધી અને મારી સ્ત્રી અને બાળકને સાથે લઈ હું ત્યાં ગયો.

"આ બધો વખત મારા દિલમાં ઇસુનો પ્રેમ પ્રકટી રહ્યો હતો. એક દિવસ એક આરબ ખ્રીસ્તીએ મને કેટલીક નાની પોથીઓ આપી. આમાંની એકે મારા મન ઉપર એવી અસર કરી કે જ્યારે હું કામથી પરવારીને ઘેર આવ્યો ત્યારે મેં મારી સ્ત્રીને કહ્યું કે ગમે તે થાય પણ મારે તો ખુલ્લી રીતે ઇસુ ખ્રીસ્તના શિષ્ય થયા વિના છુટકો નથી. એ બિચારી સ્ત્રી હતી તેથી તેણે મને કહ્યું કે મારે એ કામ આ બહેરીનના ધર્માન્ધ લોકોમાં કરવું નહિ અને મારા મનની વાત મારા મનમાં રાખવી. પણ મારા મનમાં તે રહી શકે તેમ નહોતું. જેણે મારે માટે વધસ્તંભનું મરણ ભોગવ્યું હતું તેને માટે હું શું કરતો હતો?

"પહેલાં તો મેં મારો વિશ્વાસ ઇસ્પિતાલમાં માંદા માણસોને અને મારા સાથીઓને જણાવ્યો. થોડાજ વખતમાં મારા હાથ નીચેનો ડાકટર, જેને મારી જગ્યા જોઈતી હતી, તેણે હું મારા વિશ્વાસમાં ખ્રીસ્તી છું એવું અમારા ઉપરી અમલદારોને જણાવ્યું. આ ઉપરથી તેમણે મને વિવેકથી એક કાગળ લખ્યો અને તેમાં જણાવ્યું કે તેમને ખ્રીસ્તી નહિ પણ મુસલમાન ડાકટરની જરૂર હતી, અને તેથી મારા વિચાર જો જુદા હોય તો મારે મારી જગ્યાનું રાજીનામું આપવું. આના જવાબમાં મેં મારૂં રાજીનામું મોકલ્યું અને તે તુરત મંજુર થયું.

"ત્યાર પછી હું મારા કુટુંબને લઇને હિન્દુસ્તાનમાં આવ્યો. પહેલાં તો મને તુરતજ પંજાબના એક મોટા દેશી રાજ્યમાં એક સારી જગ્યા મળી. પણ આ મારે માટે બહુ ઠીક નહોતું, કારણકે ત્યાં ખટપટ વગેરે ખુબ ચાલતું હતું. એ રાજ્ય હિન્દુ રાજ્ય હતું અને તેથી મારા ખ્રીસ્તી વિશ્વાસને કંઈ હરકત પહોંચે તેમ નહોતું. પણ ત્યાં પણ કોઈ મુસલમાન ભાઇઓએ ખટપટ ઉભી કરી અને મારી મુસ્કેલીઓ પાછી ઉભી થઈ. એક ઈસુજ તારક છે એ સિદ્ધ કરવામાં હું કલાકોના કલાકો ગાળતો, અને મુસલમાનોથી એ સહન થઈ શકયું નહિ.

"એક વખત જે ગામડામાં મારો સસરો રહેતો હતો ત્યાં અમને બોલાવવામાં આવ્યાં હતાં. મારા ત્યાં ગયા પછી મારા સંબંધીઓએ ઇસુને નકારવાનું મને ઘણું કહ્યું, પણ તેમ કરવાને બદલે હું તો શેરીમાં ગયો અને ત્યાં જઈ મેં મારો વિશ્વાસ જાહેર કર્યો. મને ખબર હતી કે આમ કરવું એ અમારા ઉચ્ચ કુળને માટે કલંકવાળું ગણાશે, પણ તેની મેં પરવા કરી નહિ. જ્યારે તેમને એમ ખાત્રી થઇ કે હું એકનો બે થવાનો નથી ત્યારે તેમણે મારાં પહેરેલાં કપડાં ફાડી નાખ્યાં અને મને અર્ધો નાગો કરીને ઘરની બહાર કાઢી મૂકયો. આ વખતે મારી પાસે કંઈ પૈસા નહોતા અને હું કોઇને ઘેર જઈ શકું તેમ પણ નહોતું. મારી સ્ત્રીને પણ ઘરમાં પુરી દેવામાં આવી હતી અને તેથી તે પણ મને કોઈ રીતે મદદ કરી શકે તેમ નહોતું.

"બે દિવસ સુધી ફક્ત થોડા મમરા સિવાય બીજું કશું ખાવાનું મને મળ્યું નહોતું. હું ઇસુને માટે આ પ્રમાણે સહન કરતો હતો તેથી હું, ખરેખર, મારા મનમાં બહુ ખુશી થતો હતો.

"ત્યાર પછી હું તુરતજ પાછો પેલા દેશી રાજ્યમાં મારી જગ્યાએ ગયો. મારી સ્ત્રી પણ ત્યાં આવી. પણ મારા સતાવનારાઓ મારી પાછળ એવી રીતે લાગ્યા હતા કે મને બીક લાગી કે વખતે હું ખરેખર ગાંડો થઇ જઇશ, અને તેમને પણ એજ વાત સાબીત કરવી હતી. આખરે તેમના કહેવાથી મહારાજાએ મને રજા આપી, અને હું ગાંડો પણ ઠરાવાયો. આ ઉપરથી મને એકદમ લાહોરમાં ગાંડા માણસોની ઇસ્પીતાલમાં લઇ જવામાં આવ્યો. મારી સ્ત્રી બહુ દુ:ખી થઇ અને તેનાથી અવાયું ત્યાં સુધી તે મારી પાછળ આવી, પણ તેને તેમ કરતી અટકાવવામાં આવી. મને લાહોર શહેરમાં થઇને ઉઘાડે પગે અને માથે અને અર્ધનગ્ન હાલતમાં લઇ જવામાં આવ્યો હતો. રસ્તે મને કેટલીક ખ્રીસ્તી છોડીઓ મળી અને તે મારી તરફ દયાની નજરે જોવા લાગી, કારણ કે મારી સ્થિતિ ખરેખર દયાજનક હતી. મેં તેમને કહ્યું કે, "બ્હેનો, મને ઇસુના નામને અર્થે આમ કરવામાં આવે છે. તમે શું મને મદદ નહિ કરો?" પણ તે બિચારીઓ શું કરે? તેમની આગળ એક છેક અજાણ્યો માણસ હતો અને મારા રખેવાળોએ તેમને કહ્યું કે હું તો ગાંડો થઇ ગયો હતો અને વખતે કોઇને મારી પણ બેસું.

"આ ઇસ્પિતાલમાં હું નવ મહિના સુધી રહ્યો. હું ત્યાં દાખલ થયો ત્યાર પછી તુરતજ મને આમતેમ જવાઆવવાની છુટ આપવામાં આવી હતી, કારણ કે આ જગ્યાના માણસોને એવી શંકા હતી કે મને ત્યાં આવી રીતે મોકલવાનું કારણ દુશ્મનાઈ હતું.

'ઇશ્વરે મને આ ઠેકાણે આરામ આપ્યો તેને માટે મેં તેનો ઘણી વાર ઉપકાર માન્યો છે. એ વખતે મારે આવા આરામની જરૂર હતી. હું છુટો થયો કે તુરતજ હું પ્રેસ્બિટેરિયન પાદરી પાસે ગયો અને મેં ત્યાં બાપ્તિસ્મા લીધું.

"ત્યાર પછી મને બહુ સતાવવામાં આવ્યો નથી, પણ ખ્રીસ્તી હોવાથી મને કામ મેળવવામાં મુશ્કેલી નડી છે. ભૂખ શું છે એ અમે સારી રીતે જાણીએ છીએ.

આ બધાં વર્ષમાં તેની શું સ્થિતિ હતી તેનું મને કંઇક કંઈક ભાન થતું હતું. આ બધો વખત તે શાસ્ત્ર વાંચતો હતો અને દરેક ઠેકાણે પોતાની સાક્ષી આપતો હતો, પણ તેની સાથે સાથે દારૂનું વ્યસન જોર પર હતું. અને આખરે ઇશ્વરે એક દિવસે તેને અમારી છોડીઓને પ્રાર્થનાના વિજયચિહ્ન તરીકે અમને આપ્યો હતો. તે પઠાણકોટમાં એક વર્ષ રહ્યો અને તે વખતમાં તેણે ડાકટર તરીકે પોતાનું કામ બહુ સરસ રીતે કરી સહુનાં મન હરી લીધાં હતાં. તે ઉપરાંત તેણે બહુ ઉપયોગી સાહિત્યનું કેટલુંક કાર્ય પણ કર્યું હતું. તેણે સુંદર અને સાદી ઉર્દુ કવિતામાં બધી સુવાર્તાઓને એકત્ર કરી હતી, અને તે એટલા માટે કે મુસલમાન સ્ત્રીઓ તે વધારે રસથી વાંચે, કારણ કે તેમને ગદ્ય કરતાં પદ્યમાં લખેલી પોથી વધારે પ્રિય છે. ખરી વાત તો એ છે કે હિન્દુસ્તાનના બધા લોકોની વૃત્તિ કવિતાથી ભરેલી છે. આ કારણથીજ હિન્દુ લોકોને કૃષ્ણની કથા જે પદ્યમાં છે તે બહુ વહાલી છે. ઘણા મિશનરીઓ એવું ઇચ્છે છે કે બાઇબલના અમુક ભાગો સરલ અને સાદી કવિતામાં લખાય, કારણ કે તેમ થવાથી જે પુરૂષો કે સ્ત્રીઓ કે છોકરાઓ વગેરે ખ્રીસ્તી ધર્મના પ્રચારનું કાર્ય કરે તે આ કવિતા સહેલાઇથી ગાઈ શકે છે અને એવી રીતે પોતાનું કામ વધારે સારી રીતે કરી શકે છે.

એક દિવસ એક રોજી દા પત્રમાં એક હોશિયાર હિન્દી ડાકટર માટે જાહેરખબરમાં માગણી કરવામાં આવી હતી. આ ડાકટરને હિમાલયમાં આવેલ કોઈ મિશને કાઢેલ રક્તપિત્તીઆંની ઇસ્પિતાલ, જેમાં બસો રક્તપિત્તીઆં હતાં, તેમાં કામ કરવાનું હતું. રક્તપિત્તીઆંમાં દસ તો યુરોપીઅનો હતા. અમારા ડાકટર જી. એ.એ કહ્યું કે, "હું જઇશ અને એ બિચારા દુઃખી લોકોની સેવા કરીશ. મને કશી બીક નથી;" અને તે ગયો, પણ અમને તેની બહુ ખોટ પડી હતી.

તેણે ત્યાં લગભગ એક વર્ષ કામ કર્યું અને તે સારી રીતે અને વગર બીકે કર્યું. એવામાં એક બીજી જરૂર પડી અને એ બિચારો ડાકટર, જે આજ સુધી કયાંય સ્થિર થઈ શકયો નહોતો, તેને વળી ત્યાંથી જવું પડયું. આ વખતે એ જરૂર તેના દેશની અને સામ્રાજ્યની હતી. ગ્રેટબ્રિટન જર્મની સાથે યુદ્ધમાં જોડાયું હતું. આથી બ્રિટિશ સલ્તનતના બધા વિશ્વાસુ પ્રજાજનોને પોતાની ફરજ બજાવવાની જરૂર પડી હતી. તેમાં ડાકટરોની ઘણી વધારે જરૂર હતી. આપણા આ ડાકટરને પણ લશ્કરના વૈદ્યકખાતામાં જોડાવાને માટે કહેવામાં આવ્યું. તેણે મને બધું જણાવ્યું અને થોડી પ્રાર્થના પછી તેણે લશ્કરમાં ડાકટર તરીકે જવાની પોતાની ઇચ્છા દર્શાવી. આ એકદમ સ્વીકારવામાં આવી અને તેને થોડા મહિનાને માટે એક ઘોડેસ્વારની ટુકડી સાથે કામ સોંપવામાં આવ્યું. ત્યાંથી તે અફઘાનિસ્તાન અને હિન્દુસ્તાન વચ્ચેની સરહદ ઉપર, જ્યાં પઠાણો તોફાન કરી રહ્યા હતા, ત્યાં મોકલવામાં આવ્યો હતો. ત્યાંથી તેણે મને એક કાગળ લખ્યો હતો અને તેમાં તેણે મને પોતાનો તેમજ લશ્કરનો કેટલોક અનુભવ જણાવ્યો હતો.

તે કાગળને અંતે આ પ્રમાણે લખેલું હતું:—

"કદાચિત્ મને એકદમ દરિયા રસ્તે દૂર જવાનું ફરમાવવામાં આવે એ સંભવિત છે. હું પોતે તો બગદાદ જવા ખુશી છું, કારણકે મારે તે પુરાણું શહેર જોવું છે. હું જ્યારે પાંચ વર્ષનો હતો ત્યારે મારા દાદા પાસે બગદાદમાં લખેલી એક અરબી બાળપોથી હતી અને હું મારા મૂળાક્ષર તે પુરાણી પોથીમાંથી શીખ્યો હતો.



મદ્યપાનનિષેધમાંના કેટલાક આગેવાન.

યુદ્ધ જલદી બંધ થાઓ અને અમે સહુ પઠાણકોટમાં આવી આગળની માફક પ્રાર્થના, ભજન અને શાસ્ત્રપાઠથી ફરીથી જાગૃતિ લાવીએ એવું થાઓ !"

આ હોશિયાર અને ભલો ડાક્ટર એ અમારી શાળાની છોડીઓની નાની પ્રાર્થના કરનારી મંડળીની પ્રાર્થનાનું કેવું સુંદર વિજયચિન્હ છે !

---

## પ્રકરણ ત્રીજું.

## સહાનુભૂતિ દર્શાવનાર અમલદારવર્ગ.

હિન્દુસ્તાનના મહેસુલખાતાના અમલદારવર્ગ જેટલું સખ્ત કામ બીજો કોઇ વર્ગ ભાગ્યેજ કરતો હશે અને તેમની કદર પણ બહુ થોડી થાય છે. એ લોકોને બ્રિટિશ રાજ્યકર્તાઓ અને સાધારણ લોકો વચ્ચે ઉભા રહીને પોતાનું કામ કરવું પડે છે. તેમની ફરજ ગામડાંઓના મુખીઓ પાસેથી મહેસુલ ઉઘરાવી સરકારને તે પહોંચાડવાની છે. સરકારને પોતાના કામને માટે પૈસા તો જોઇએજ, તેમજ સાધારણ લોકોએ પણ વખતોવખત વેરા અને કરમાં જે વધારો કરવામાં આવે છે તેનું કારણ જાણવું જોઇએ.

આવો એક અમલદાર અમારા પઠાણકોટનો વડો ન્યાયાધીશ હતો. તેને ઘણુંજ કામ હતું. લશ્કરના મોદીખાતાને કયાંક સો ઉંટ જોઇતાં હોય તો તેને કહેવામાં આવતું. કોઈ અંગ્રેજ બાઈ પઠાણકોટથી પચાસ માઇલ દૂર કોઇ પર્વત ઉપરના હવા ખાવાના સ્થળે રહેતી હોય, અને તેને અમુક જાતનાં પચાસ પોણોસો તાજાં ઇંડાં જોઇતાં હોય તો તે પણ તેને કહેવામાં આવતું. પર્વત ઉપર એક જગ્યાએથી બીજી જગ્યાએ કોઇ ટુકડીને જવું હોય તો તેના સરસામાન માટે જે ઘોડા, ઉંટ, ગાડી વગેરે જોઇએ તે તેને પૂરૂં પાડવું પડતું. આવી આવી જાતનાં અનેક કાર્યો તેને કરવાં પડતાં અને તે ઉપરાંત તેને ન્યાયાધીશ તરીકે પોતાનું કામ તો કરવાનું હતુંજ.

આ સિવાય તે અમારી મદ્યપાનનિષેધની બધી સભાઓમાં હાજર રહેતો, પણ તેમ કરતાં તેને કેટલી મુશ્કેલી પડતી હતી તેની મને પૂરી ખબર હતી.

એક દિવસ વાત કરતાં કરતાં તેણે મને કહ્યું, "સુડી વચ્ચે સોપારી જેવી મારી સ્થિતિ થઈ છે. આ મદ્યપાનનિષેધનું કાર્ય જે મેં મારા અંતઃકરણપૂર્વક ઉપાડી લીધું છે તે મને બહુ પ્રિય છે અને તેને આગળ વધારવા હું રાતદિવસ પ્રયત્ન કરવા તૈયાર છું. પણ તેની સાથે સાથે મારે સરકારનું હિત પણ જાળવવું જોઇએ; અને, મિસ સાહેબ, તમે જાણો છો કે આ દારૂના વ્યાપારમાંથી સરકારને ઘણી ઉપજ આવે છે અને આપણે જે કરીએ છીએ તેથી એ ઉપજ ઓછી થવાનો સંભવ છે. આ કારણથી મારે મારા ઉપરી અમલદાર, જે ડેપ્યુટિ કમિશનર છે, તે આ વાતના સંબંધમાં શું ધારે છે તે જાણવું જોઇએ. તે જો મને પોતાની સહાનુભૂતિ આપે તો પછી મારે બીજા કોઇની પરવા નથી."

તેની આ મુસ્કેલી મને બરાબર સમજાઇ અને મેં તેને એવું સમજાવવા પ્રયત્ન કર્યો કે સરકાર દારૂનો જે ઈજારો આપતી હતી તે માત્ર અયોગ્ય રીતે દારૂ ગાળવામાં ન આવે તે માટે અને બની શકે તો દારૂ મોંઘો થવાથી ઓછો પીવાય તે માટે હતું. પણ આ સાથે સાથે મારે મારા મનમાં કબુલ કરવું પડતું હતું કે સરકારે જે ધોરણ સ્વીકાર્યું હતું તેનું પરિણામ તો તેથી ઉલટુંજ હતું.

બ્રિટિશ વડો ન્યાયાધીશ, જેને અહિં ડેપ્યુટી કમીશનર કહેતા હતા, તે ગુરૂદાસના પ્રાંતનો ઉપરી અમલદાર હતો અને તે પઠાણકોટની પશ્ચિમે ત્રેવીસ માઇલ દૂર આવેલા એક ગામમાં રહેતો હતો. તે હમેશાં ફર્યાં કરતો હતો અને ગામેગામ અને દરેક ગામડે જઈ ત્યાંની સ્થિતિની જાતે તપાસ રાખી બધાં ખાતાં ઉપર બરાબર દેખરેખ રાખતો હતો.

પઠાણકોટમાં અમે જે મદ્યપાનનિષેધનું કાર્ય કરી રહ્યાં હતાં તેના સંબંધમાં તેનું શું માનવું હતું તે જાણવાને હું બહુ આતુર હતી. અને કેમ જાણે મારી એ ઇચ્છાનો જવાબ મને મળ્યો હોય તેમ એક દિવસે મારા નોકરે તે મને મળવા આવ્યા છે એવી મને ખબર આપી. તેનો માયાળુ ચહેરો જોતાંજ મને ખાત્રી થઇ કે તે અમારી વિરૂદ્ધ તો નહિ થાય. થોડી મિનીટ વાતચીત કર્યાં પછી અમારૂં મદ્યપાનનિષેધનું કાર્ય કેમ ચાલતું હતું તે સંબંધી તેણે પુછ્યું. તેણે કહ્યું કે, "મેં તે વિષે ઘણું સાંભળ્યું

છે અને તેથી હું તે જાણવાને ઘણો ઇંતેજાર છું. હું માનું છું કે તે કાર્ય સારી રીતે ચાલી રહ્યું છે." ત્યાર પછી સ્હેજ હસીને તેણે કહ્યું કે "મને તમે તમારા મંડળના એક ઓનરરી સભાસદ તરીકે દાખલ કરશો? હું કોઈ જાતનો દારૂ પીતો નથી તેમ તમાકુ પણ પીતો નથી."

આ કેવી મજાની વાત હતી! તેના જેવો બ્રિટિશ અમલદાર આવી માગણી કરે એ એકદમ માની ન શકાય તેવી વાત હતી. ખરેખર ઇશ્વર આવા માણસની સહાયતા અમને આપીને અમારા ઉપર મોટો ઉપકાર કરતો હતો.

દેશી અમલદારવર્ગ અમારા કાર્યમાં પહેલેથી જોડાયો હતો અને તે લોકો પહેલાં આવ્યા હતા તે જાણી મને આનંદ થતો હતો, કારણકે આથી કોઈ એમ કહી શકે તેમ નહોતું કે તે લોકો પોતાના ઉપરી અમલદારને ખુશી કરવાની ઇચ્છાથી અમારા કામમાં ભળ્યા હતા, અને આજે તેમનો ઉપરી બ્રિટિશ ન્યાયાધીશ આ સુધારાના કાર્યમાં તેમની સાથે જોડાતો હતો.

આ વાત જ્યારે દેશી અમલદારોએ જાણી ત્યારે તેમની ખુશીનો પાર રહ્યો નહિ અને જ્યાં સુધી તે પ્રાંતમાં આ ભલો ખ્રિસ્તી અમલદાર રહે ત્યાં સુધી એ કાર્ય પૂર્ણ ઉત્સાહથી કરવાને તેમણે નિશ્ચય કર્યો.

પઠાણકોટમાં મદ્યપાનનિષેધનું જે સારૂં કાર્ય થઈ રહ્યું હતું તેની ખબર નજીકનાં અને દૂરનાં ગામડાંઓમાં પડી હતી અને તુરતજ અમને ત્યાં જઇ તેમનામાં મદ્યપાનનિષેધનું કાર્ય કરવાને માટે વિનંતીઓ પણ આવવા લાગી.

સુજનપુર નામે એક ગામડું અમારાથી ચારજ માઇલ દૂર હતું, પણ ત્યાં આખા પંજાબ પ્રાંતની ત્રીજા નંબરની દારૂ ગાળવાની ભઠ્ઠી હતી. આ જગ્યાએથી અમને એવી તો આગ્રહપૂર્વક વિનંતી કરવામાં આવી કે ત્યાં જઇ અમે એક મંડળ સ્થાપવાનો દિવસ નક્કી કર્યો.

પાનખર ઋતુની શરૂઆતમાં એક ઠંડી સવારે મદ્યપાનનિષેધની મંડળીમાંનાં અમે દસેક જણ ગાડીઓમાં બેસીને સુજનપુર ગયાં. ત્યાં છોકરાઓની શાળાના મોટા હોલમાં સભા ભરવા માટે તૈયારી કરવામાં

આવી હતી. પણ તે જગ્યા બહુ જલદીથી ભરાઇ ગઈ એટલુંજ નહિ પણ માણસો એટલાં બધાં હતાં અને તેમણે એવો શોરબકોર મચાવી મૂકયો કે અમારે સભા બહાર ભરવી પડી, અને બોલનારાઓ શાળાની ઓસરીમાં ઉભા ઉભા બોલતા હતા. સેંકડો હિન્દુ, મુસલમાન, સીખ અને થોડાએક ખ્રીસ્તીઓ આ સભામાં હાજર હતા. ઓળખાણ-પિછાન થયા બાદ અમારી પઠાણકોટની મંડળીના મંત્રીએ કહ્યું કે, "પહેલાં અમારા રિવાજ પ્રમાણે મિસ સાહેબ પ્રાર્થના કરશે."

જ્યારે મેં અમારા કામ ઉપર આશીર્વાદને માટે પ્રાર્થના શરૂ કરી ત્યારે આ આખી સભા શાંત થઇ ગઇ અને મેં ઇસુના નામથી તે પૂરી કરી ત્યાંસુધી તે શાંતજ રહી. આ જુની જગ્યામાં આવી જાતની સભામાં કોઇ ખ્રીસ્તીએ પ્રાર્થના કરી હોય તો તે આ પહેલીજ વાર હતી, એમાં તો કાંઇ શક નહોતો; પણ તેથી કોઇને માઠું લાગ્યું નહિ.

ત્યાર પછી ત્યાં મંડળી ઉભી કરવાનું કામ ચાલ્યું. છોકરાઓની શાળાનો વડો શિક્ષક સર્વાનુમતે આ નવી મંડળીના પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવ્યો, અને ત્યાંની દારૂની ભટ્ટીમાં એક હિન્દુ કારકુન હતો તે આ મંડળીનો મંત્રી નીમવામાં આવ્યો. આ માણસે જેવા જુસ્સાથી મદ્યપાનનિષેધના સંબંધમાં વ્યાખ્યાન આપ્યું તેવું મેં મારી જીંદગીમાં ભાગ્યેજ સાંભળ્યું હોય. તેણે દારૂમાં પોતાની બધી મિલ્કત ઉડાવી દીધી હતી પણ ત્રણ વર્ષ પહેલાં તેણે દારૂ પીવો છોડી દીધો હતો. ત્યાર પછી તે દારૂની લતને ઘણીજ ધિક્કારતો હતો અને તેના ભયંકર અને ઘાતક પાશમાં જે કોઇ પડયા હોય તેમના ઉપર દયા લાવી તેમને બચાવવાને પોતાથી બનતું કરતો હતો. તેની વાત પૂરી થઇ રહ્યા પછી તેણે કહ્યું, "આ મિસ સાહેબ અને આપણા આ માનનીય ન્યાયાધીશ સાહેબ જે અહિં આપણા ઉપર દયા લાવી પધારેલ છે અને આપણને દારૂના વ્યસન-માંથી બચાવવાને કોશીષ કરી રહ્યાં છે તેમના ઉપર ઇશ્વર પોતાનો આશીર્વાદ વર્ષાવો !" ત્રીસ જણા અહિંની મંડળીમાં દાખલ થયા. જે લોકો અહિં કાર્યકર્તા તરીકે ચુંટાયા હતા તેઓ જે કોઈ પોતાનું વ્રત બરાબર પાળે તેમનેજ અહિંની મંડળીમાં દાખલ કરવા ખુશી હતા.

પઠાણકોટમાંથી અમારૂં જે મંડળ આવ્યું હતું તેણે આ નવી શાખાનો ઉત્સાહ જોઇને ઇશ્વરનો પાડ માન્યો. આ શાખા અમારી સારામાં સારી શાખાઓમાંની એક છે.

અહીં બનેલી એક બીના જણાવવા જેવી છે. વ્યાખ્યાનો અને ગીતો ચાલતાં હતાં ત્યારે કોઇએ સભાને શાંત રહેવાનું કહ્યું અને અમે જ્યાં ઉપલી બેઠક બેઠાં હતાં ત્યાં અંદર અંદર કોઈ હળવેથી વાત કરવા લાગ્યું અને કોઇએ કહ્યું કે, "તમે તેણીને કહો." આખરે અમારા ન્યાયાધીશે મને કહ્યું કે "મિસ સાહેબ, અમને લાગે છે કે થોડાક વખતને માટે આપણે કામ બંધ કરીએ અને ઇશ્વિર આપણી સરકારને યુદ્ધમાં વિજય આપે તે માટે આપણે પ્રાર્થના કરીએ."

હવે મારે શું કરવું? હું જાણુતી હતી કે કરાંચીમાં રહેલ અમારાં અમેરિકન એલચીએ લડાઈની શરૂઆતમાં બધા અમેરિકનોને પૂર્ણ રીતે તટસ્થ રહેવાને લેખિત હુકમ આપ્યો હતો. હવે આ સભા આ વખતે પ્રાર્થનાની રાહ જોઈ રહી હતી તેને મારે શું સમજાવવું? વળી હું મારા પોતાના મનમાં તટસ્થ નહોતી, કારણકે હું એમ માનતી હતી કે અંગ્રેજોનો પક્ષ સાચો હતો. એટલે હું ઉઠી અને મેં બીજી વખત પ્રાર્થના કરી, અને તે એ માટે કે જે નાની પ્રજાઓનુ સ્વાતંત્ર્ય ચગદાઇ જતું હતું તેમને ફરીથી સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી આપવા માટે આ મહાન યુદ્ધમાં મિત્રરાજ્યો વિજયી થાય. આ પ્રાર્થના થઈ રહ્યા પછી લોકોએ તાળીઓ પાડી તે વાત મને યોગ્ય લાગી નહિ, પણ તેમનો ઇરાદો કંઇ ખરાબ નહોતો.

ત્યાર પછી મેં ડેપ્યુટી કમિશનરને અહીં જે બધું થયું તે જણાવ્યું અને તેમાં આ પ્રાર્થનાની વાત પણ લખી. ત્યારે તેના જવાબમાં તેણે મને લખ્યું કે, "તમે તટસ્થ હોવા છતાં જાહેરમાં બ્રિટિશ રાજ્ય માટે પ્રાર્થના કરી એ સારૂં કર્યું નથી. પણ થયું તે થયું, અને એ તમે તમારી લાગણી પ્રમાણે કર્યું છે. તમને સુજનપુરમાં તમારા કાર્યમાં ફતેહ મળી તે જાણી હું ઘણો ખુશી થયો છું."

ચાર પાંચ મહિના પછી આ નવી શાખાએ તેમની એકજ દારૂની દુકાન બંધ કરવાની ઈચ્છા બતાવી. તેમને લાગ્યું કે ગામમાં દારૂની ભઠ્ઠી

હતી એ બસ હતું અને તેથી તેમાં આ દારૂની દુકાનની જરા પણ જરૂર નહોતી. તેથી લોકો વધારે લલચાતા અને ખરાબ થતા.

હિન્દુસ્તાનમાં દારૂની દુકાનો બંધ કરવા માટે સરકાર પાસેથી રજા લેવી પડે છે. આ કામ માટે લોકોની વિનંતી અમલદારો પાસે થવી જોઇએ અને જો તેમને યોગ્ય લાગે તોજ દુકાન બંધ થઈ શકે છે.

એક દિવસ સાંજના મને નીચે લખેલો કાગળ મળ્યો અને મેં તેની એક નકલ રાખીને તે ડેપ્યુટી કમિશનરને રવાના કર્યો. એ કાગળમાં લખેલું અંગ્રેજી બહુ સારૂં નહોતું પણ તેનો ભાવાર્થ સારો હતો અને આપણે તો તેનીજ સાથે કામ છે. તે આ પ્રમાણે હતો :—

સાહેબ,

તમે અમારા ભલા અને માયાળુ ડેપ્યુટી કમિશનર સાહેબ છો તેથી અમે તમારી પાસે ઘણી નમ્રતાથી આવીએ છીએ અને તમને નીચેની વિનંતી કરીએ છીએ અને અમને આશા છે કે તમે અમારી વિનંતી માન્ય કરશો.

દારૂ પીવો એ તંદુરસ્તીની તેમજ ધનની પાયમાલીનું કારણ ગણાયું છે. કેટલાંક કુટુંબો તેથી પાયમાલ થઇ ગયાં છે અને જે જુવાનોને નાનપણમાં તેની લત લાગેલી હોય છે તેઓ તેમની નાની વયમાંજ તેમનાં માબાપ, સ્ત્રી અને બાળબચ્ચાંઓને દુઃખમાં છોડીને ચાલ્યા જાય છે. વળી દારૂડીઆ લોકો આળસુ છે અને તે કોઇ સમાજમાં ઉપયોગી નથી, કારણકે તેમનાં શરીર અને મન પાયમાલ થઇ ગએલાં હોય છે.

દારૂ પીવાથી માણસો અને તેમનાં કુટુંબોને આટલું બધું દુઃખ થતું હોવાથી અમે દયાળુ સરકારને અરજ કરીએ છીએ કે તે અમને દારૂરૂપી મોટા અને ઘાતકી રાક્ષસના પંજામાંથી બચાવે અને તેની અસરમાંથી અમને તદ્દન મુક્ત કરે કે જેથી અમારૂં જીવન સારૂં થાય અને અમારૂં ધન, અમારી તંદુરસ્તી અને અમારો નીતધર્મ બચે. એટલા માટે દારૂ વેચાતો બંધ થાય અને એ દુકાનજ એકદમ બંધ થાય એ અમારી ખાસ અરજ છે. અમે આપના આ ભલા કાર્ય માટે આપનો સદા ઉપકાર માનીશું અને કોઈ અયોગ્ય રીતે અમારા ગામમાં કે આજુબાજુ દારૂ ગાળવામાં ન આવે તેની અમે ખાસ ચોકસી રાખીશું.

અમે અહિં પ્રાર્થના કરીએ છીએ કે યૂરોપમાં ચાલતા યુદ્ધમાં સરકારના દુશ્મનની હાર થાઓ અને સરકાર તેમના પર પૂર્ણ વિજય મેળવી સુખમાં અને શાંતિથી અમારા ઉપર સદાસર્વકાળ રાજ્ય કરો.

અમે છીએ,
સાહેબ,
આપ નામદારના આજ્ઞાંકિત સેવકો.

અહિ આ અરજમાં ચૌદ સહીઓ હતી.

આ અરજ આ વખતે ડેપ્યુટી કમિશનરે માન્ય રાખી નહિ, પણ તેણે તે આવતે વર્ષે ફરીથી મોકલવાનું કહ્યું.

એક વર્ષ પછી પઠાણકોટની મૂળ સંસ્થામાંથી અમે ફરીથી અમારી સુજનપુરની શાખા તપાસવા ગયાં. આ વખતે ત્યાં છોકરાઓના શિક્ષણવર્ગને માટે તુરતમાં તૈયાર થએલ સુંદર વિદ્યાર્થીગૃહમાં અમારી સભા ભરવામાં આવી હતી અને તેમાં લગભગ ત્રણસો માણસો હાજર થયાં હતાં. સભાને માટે આવું સ્વચ્છ અને હવાવાળું મકાન મળ્યું હતું તે માટે અમે બધા બહુ ખુશી થયા હતા.

આ વખતે લોકો ખેંચાઇને આવે તે માટે કાંઇ ખાસ કાર્યક્રમ રાખવામાં આવ્યો નહોતો, અને જોકે અમારા કાર્યમાં હવે કાંઇ વિશેષ નવિનતા નહોતી, તોપણ ત્રણસો માણસો આવ્યાં હતાં અને તે બધાં ત્રણ કલાક જુદાં જુદાં વ્યાખ્યાનો અને ગીતો ધીરજથી સાંભળતાં બેઠાં હતાં.

અહિંની શાખાના વાર્ષિક હેવાલમાં એમ કહેવામાં આવ્યું હતું કે અહિંની મંડળી સ્થપાયા પછી દારૂનું વેચાણ લગભગ અર્ધું ઓછું થયું હતું. ત્રણ દારૂડીઆઓએ દારૂ પીવો તદન છોડી દીધો હતો. લોકોએ સો રૂપીઆ ભેગા કર્યા હતા અને તેમાંથી પચાસ રૂપીઆ પઠાણકોટની મૂળ સંસ્થાને મદ્યપાનનિષેધને માટે મકાન બાંધવાને માટે આપવામાં આવ્યા હતા. ત્રીસ રૂપીઆ જુદી જુદી જાતનાં વાજીંત્ર લેવા માટે રાખવામાં આવ્યા હતા અને બાકીના વીસ રૂપીઆ શિલક તરીકે રાખવામાં આવ્યા હતા. આ મંડળીનો આગેવાન આ ગામડાનો હિન્દુ મુખી હતો. તેનો કંઠ બહુ મધુર હતો અને તે મદ્યપાનનિષેધનું કાર્ય કરતો હતો.

જે બીજી જગ્યાએ અમને સાણને માટે બોલાવ્યાં તે નિરોત નામનું ગામ હતું. આ પઠાણકોટથી ૭ માઈલ દૂર હતું. ત્યાં દારૂની દુકાન ગામની વચ્ચોવચ્ચ હતી જેથી ત્યાંના ધર્મચુસ્ત લોકો બહુ નારાજ હતા એટલુંજ નહિ પણ ઘણા લોકો દારૂ સ્હેલાઇથી મળવાથી તે પીને પાયમાલ થતા હતા.

આ પછી જ્યારે અમારા ન્યાયાધીશે પોતાનો મુકામ ત્યાં રાખ્યો ત્યારે તેણે અમારા કેટલાક માણસોને સાથે લાવી ત્યાં એક મંડળી સ્થાપવાને મને બોલાવી. આ તક બહુ સારી હતી એમ જાણીને હું એક સાંજના મારૂં નિશાળનું કામ છોડીને મારી ગાડીમાં બેસીને નિરોત ગઈ. મારી સાથે અમારી મંડળીના છએક માણસો હતા અને તેમાંના કોઈ ગાડીમાં તો કોઇ ઘોડા પર હતા.

ન્યાયાધીશે ત્યાંના આંબાવનની ઘટા નીચે પોતાની કચેરી રાખી હતી ત્યાં અમારે માટે બધા માણસોને ભેગા કરી રાખ્યા હતા. ત્યાંની સપાટ પણ કઠણ જમીન ઉપર જાજમો બીછાવી રાખી હતી અને ઝાડની ડાળીઓએ કાગળનાં તોરણો વગેરે બાંધી આજુબાજુ ફૂલઝાડનાં કુંડાં ગોઠવી દીધાં હતાં. અમારે માટે બધું તૈયારજ હતું. લોકો બેંચાઇને ત્યાં આવે તેથી સુંદર દેશી રાગરાગણી પણ ત્યાં ચાલી રહી હતી.

શરૂઆતની પ્રાર્થના કર્યાં પછી ન્યાયાધીશે કહ્યું, "મારા મિત્રો, તમારે શું જોઇએ છે? અમને અહીં શા માટે બોલાવવામાં આવ્યાં છે?"

આ ઉપરથી એક આધેડ વયનો, ઉંચો અને પાતળો હિન્દુ ઉભો થયો અને આવેશથી બોલ્યો કે, "મારે એકજ વાત જોઇએ છે. મારે આ ગામડામાંની દારૂની દુકાન દૂર કરવી છે. એ દુકાન માંડવામાં આવી ત્યારથી અમને નુકશાનજ થયું છે. પહેલાં અમારા છોકરાઓ દિવસે ખેતરોમાં કામ કરતા હતા અને રાત્રે પોતાનાં ઘરમાં આવી આરામ લેતા હતા તેને બદલે તેઓ આજે આ દુકાનનો કેડો છોડતા નથી. ત્યાં તેઓ દારૂ પીએ છે, બીડીઓ પીએ છે અને ભુંડી ભુંડી વાતોના તડાકા મારે છે. અરે ન્યાયાધીશ સાહેબ, આપ મારી વાત સાંભળો અને આપ આપણા માયાળુ ડેપ્યુટી કમિશનરને અમારા તરફથી વિનંતી કરો કે તે આ સેતાનના ઘરને બંધ કરે."

તે દિવસે નિરોતમાં ચાળીસ માણસોએ સહીઓ કરી. થોડા મહિના પછી ડેપ્યુટી કમિશનર પાસેથી આવેલો એક કાગળ મેં તેમને ઘણી ખુશીથી મોકલ્યો. તેમાં તેમને જણાવવામાં આવ્યું હતું કે તેમના ગામમાં આવેલી દારૂની દૂકાન બંધ કરવાની પરવાનગી મળી હતી. આ કાગળ મળ્યા પછી તેમણે ડેપ્યુટી કમિશનરનો ઉપકાર માનવા માટે એક સભા ભરી હતી, જેમાં હું જઇ શકી નહિ તેથી હું ઘણી દિલગીર થઇ હતી.

ધારોટા નામનું એક ગામ પઠાણકોટથી બાર માઇલ દૂર આવેલું છે. આ ગામ સ્હેજસાજ અગત્યનું હતું અને તે નહેરના સુંદર રસ્તા ઉપર આવેલું છે. કેટલાંક વર્ષ પહેલાં અહિંના સાવધ લોકોએ તેમની વચ્ચે એક દારૂની દુકાન મંડાઇ હતી તે બંધ કરાવી હતી. તેમના છોકરાઓને અમારી પાસેથી એવી શિખામણ અપાવવી હતી કે જેથી તેઓ બહાર-ગામ જાય તોપણ દારૂના ભોગ થઈ પડે નહિ. આટલા માટેજ તેમણે અમને પઠાણકોટમાં કહેણ મોકલ્યું હતું કે ત્યાં અમે જઇ એક સંસ્થા સ્થાપીએ.

તે દિવસ મને લાંબો વખત યાદ રહેશે. અહિંના લોકોએ અમારા કાર્ય માટે તેમની ધર્મશાળા ખુલ્લી મુકી દીધી. આ ધર્મશાળામાં એકાદ બે નાનાં મંદિર પણ હતાં પણ ત્યાં જવા લોકો બહુ આતુર નહોતા. તેમની આગળ જે કાર્ય ચાલી રહ્યું હતું તે અત્યારે તેમને વધારે અગત્યનું લાગ્યું હતું.

ન્યાયાધીશને સવારમાં ઘણું કામ કરવું પડયું હતું તેથી જ્યારે તે ધર્મશાળામાં આવ્યા અને ફૂલથી શણગારેલા ટેબલ આગળ બેઠા ત્યારે તે થાકેલા જણાતા હતા. તેણે ત્યાં બેઠેલા લોકોને કહ્યું, "હું અહિં અધિકારી છું એ વાત તમે સહુ ભુલી જશો અને તમને અને તમારાં છોકરાંઓને સાહ્ય કરનાર એક ભાઈ છું એમ સમજશો."

તેના આ વચનથી ઉત્તેજિત થઈને જેણે દારૂમાં પોતાનું બધું ધન ખોયું હતું એવો એક પળિયાંવાળો વૃદ્ધ માણસ ન્યાયાધીશ આગળ આવ્યો અને તેના પગે પડીને બોલ્યો કે, "મહેરબાન સાહેબ, હું આજથી દારૂ છોડી દેવાનું તમને વચન આપું છું."

ન્યાયાધીશને તેની દુઃખી સ્થિતિ, તેનાં આ વચન અને તેની વૃદ્ધાવસ્થા જોઇને ઘણું લાગી આવ્યું અને તે બોલ્યા કે, "ભાઇ, પરમેશ્વર તને તારૂં વચન પાળવામાં સાહ્ય કરે અને માત્ર આપણી બેઆબરૂ અને પાયમાલી કરનાર દારૂથી તને બચાવે. હું પોતે દારૂ પીતો હતો પણ મેં તે છોડી દીધો છે, તેથી આજે મારૂં કુટુંબ વધારે સુખી છે અને હું મારી નોકરીનું કામ પણ બહુ સારી રીતે કરૂં છું." અહિની સંસ્થામાં સાઠ માણુસો દાખલ થયાં.

ત્યાંથી પાછા ફરતાં મને કોઇએ એક ચીઠી આપી, જેમાં મને એક અંગ્રેજ કર્નલ અને તેની સ્ત્રી તરફથી પઠાણકોટ પાછાં જતાં તેમને ત્યાં ચા લેવાને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તેથી હું ખુશી થઇ હતી, કારણ કે દિવસ ગરમ હતો અને આ ચાની મને જરૂર હતી. તેમનો બંગલો નહેર ઉપર દસ દસ માઇલે આવેલા સુંદર બંગલામાંનો એક હતો. તેઓ ત્યાં થોડો વખત વિશ્રંતિ લેવા આવ્યાં હતાં. અમારા કામમાં તેમણે ઘણો રસ લીધો અને તેથી મને આનંદ થયો તેમજ ઉત્તેજન પણ મળ્યું.

૧૯૧૫ના એપ્રિલની ૨૩મીએ એટલે અમારી પઠાણકોટની સંસ્થા ખોલવામાં આવ્યા પછી બરાબર સત્તર મહિને પઠાણકોટથી તેર માઇલ દૂર નિરોત જયમલ સિંઘ નામના એક આબાદ ગામમાં એક નવી શાખા ખોલવામાં આવી. અહિંના લોકો કેટલાક મહિના થયાં સંસ્થા ખોલવાને માટે માગણી કરી રહ્યા હતા. ત્યાંના સરકારી દવાખાનાનો ઉપરી સીખ ડાકટર આ ગામમાં સભા ભરવાના સંબંધમાં બે વખત અમારે ત્યાં આવી ગયો હતો. તેમણે બહુ આગ્રહથી વિનંતી કરી હતી છતાં અમે તે સ્વીકારી શક્યાં નહોતાં. તેનું કારણ એ હતું કે ત્યાં જવાનો રસ્તો બહુ ખરાબ હતો, અને અમે સહુ લોકો અમારા કામકાજમાં પડયાં હતાં.

તારીખ ૨૦મીની સવારે અમેરિકાના ઓહીઓ નામના પ્રાંતના ટોલીડો ગામનો એક અમેરિકન જુવાન વ્યાપારી પઠાણકોટ આવી પહોંચ્યો હતો. તેનું અમારે ત્યાં આવવાનું કારણ માત્ર એ હતું કે તેને હિન્દુસ્તાનમાં અમારૂં મદ્યપાનનિષેધનું કામ જોવું હતું. તેણે તે વિષે રાવળપીંડીમાં મિશનરીઓ પાસેથી તે વિષે સાંભળ્યું. નિરોત જયમલ સિંઘમાં

જઇ સંસ્થા ખોલવાની આ સોનેરી તક છે એમ મને લાગ્યું અને તેથી મેં ત્યાં જવા નિશ્ચય કર્યો.

વળી ખબર કાઢતાં મને એવું માલમ પડયું કે અમારા ન્યાયાધીશની કચેરી પણ આ વખતે ત્યાંજ હતી અને મારા એક કાગળના જવાબમાં તેણે લખ્યું કે તે મને, મારા અમેરિકન પરોણાને અને અમારા બીજા કાર્યકર્તાઓને નિરાંત જયમલ સિંધમાં આ કામને માટે આવેલા જોઇને બહુ ખુશી થશે. વળી સભા ભરવાના સંબંધમાં બધી સગવડ કરવાનું પણ તેણે પોતાને માથે લીધું હતું.

હિન્દુ મિત્રોના કહેવા પ્રમાણે આ સભા બહુ સારી થશે એવાં શુભ શુકન પણ થયાં હતાં.

એપ્રિલ મહિનાની ૨૩મી સવારે ઠાએ ઠંડો અને તાજો પવન ચાલતો હતો ત્યારે અમે સાતેક જણાં ગાડીઓમાં બેસી બહાર નીકળ્યાં. મારી ગાડીમાં મારી સાથે મારો પરોણો હતો અને બીજી બે ગાડીઓમાં બીજા પાંચ જણ હતા. થોડીક વાર પછી બીજા બે જણ ઘોડે બેસીને આવ્યા. આમ અમે સહુ મળીને નવ માણસો હતાં.

અમે દસેક માઇલ જેવાતેવા રસ્તા ઉપર ગયાં ત્યાર પછી રાવી નદીનો રેતીવાળો પ્રદેશ અમારે ઓળંગવાનો હતો. આ પ્રદેશમાં ગાડીઓ ચાલી શકે તેમ નહોતું. અમારે શું કરવું તેનો અમારે વિચાર પણ કરવાનો નહોતો, કારણકે ત્યાંજ છ સુંદર ઘોડાઓ તૈયાર રાખવામાં આવ્યા હતા અને મારે માટે ચાર ભોઇવાળી એક સારી શણગારેલી પાલખી હતી.

પેલો અમેરિકન જુવાન આ સારા અને તેજદાર ઘોડાઓને જોઇને ખુશી ખુશી થઈ ગયો અને તે અમારો મહેમાન હોવાથી તેની મરજીમાં આવે તે ઘોડો લેવાનું કહેવામાં આવ્યું. તેણે સૌથી વધારે તેજદાર ઘોડો પસંદ કર્યો અને તેના ઉપર તે પોતાનો કાબુ સારી રીતે રાખી શકયો તે જોઇને મને ઘણો આનંદ થયો અને અમારી સાથેના બધા હિન્દુઓ પણ બહુ ખુશી થયા, કારણકે તેઓ પણ સારા અને હુશિયાર ઘોડેસ્વારો હતાં. થોડી વારમાં એ ઘોડેસ્વારો મારાથી આગળ નીકળી ગયા, કારણકે મારા ભોઈઓને રેતીમાં ચાલવું પડતું હોવાથી તેઓ બહુ ધીમા ધીમા ચાલતા

હતા. તેમાંના એકાદ બે પાછા ફર્યાં હતા અને હું બરાબર આવું છું એ જોઈને પાછા રવાના થઈ ગયા હતા.

ડાકટર જી. એ. (અમારી પ્રાર્થનાનું વિજયચિન્હ) આ વખતે એક નાના છોકરાની માફક ખુશીમાં હતા, કારણકે તેને આજે ઘોડે બેસવાનું મળ્યું હતું. તે સારા ઘોડેસ્વાર હતા અને તેથી તેને આગળ જતાં લશ્કરમાં ઘોડેસ્વારની ટુકડીમાં ડૉકટરની જગ્યા મળી હતી.

ન્યાયાધીશે પોતાનો ઉતારો એક સુંદર આંબાવનમાં રાખ્યો હતો. દસ વાગતાં અમે સહુ ત્યાં પહોંચી ગયાં હતાં. એ વખતે સખત ગરમી પડતી હતી અને તેથી આ વનની છાયા અમને બહુ મીઠી લાગી. એક બાજુએ એક નાનો તંબુ મારે માટે રાખવામાં આવ્યો હતો. લોકોને મળવા પહેલાં થોડો વખત વિસામા માટે મળ્યો તેથી હું ખુશી થઈ હતી.

પેલા અમેરિકન યુવકની આગળ ઘણા હિન્દી છોકરાઓ આવ્યા હતા અને તે તેમની સાથે અમારા ડૉકટરની મારફત વાત કરતો હતો. આ બધા છોકરાઓને એ વાત નવાઈ જેવી લાગતી હતી કે આ યુવક પોતાના કાર્યધંધામાં કુશળ હતો તેમજ તેને ખ્રીસ્ત માટે ઘણો પ્રેમ હતો, જે વિષે તે અત્યારે વાત કરતો હતો અને વચ્ચે વચ્ચે તેનાં ગુણગાન પણ ગાતો હતો. તેઓ જાણતા હતા કે એ તો મિશનરીનું કામ હતું, પણ આ માણસ જે મિશનરી નહોતો તે આવું કામ કરતો હતો તે જોઈને તેમને નવાઈ લાગતી હતી.

ડાકટર જી. એ. દુભાષિયાનું કામ બહુ સારી રીતે કરતો હતો. તેને આ અમેરિકન જુવાન પોતાના જેવોજ એક બંધુ મળ્યો હતો અને તેનામાં ઇસુ માટેનો પ્રેમ ઉભરાઈ જતો હતો તે જોઇને તે તેના ઉપર ઘણો પ્રેમ રાખતો હતો.

મારે અહિં મારા મનની એક વાત કહેવાની છે તે એ છે કે ખ્રીસ્તી મંડળીએ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે ઇશ્વર પોતાના કાર્યને માટે જેમ અર્પણ થએલાને તેમ સંસારી કામમાં ગુંથાએલાને પણ કામમાં લે છે.

અમે આટલે દૂર આવ્યાં હતાં તેથી અમને ભૂખ બહુ લાગી હતી અને તેથી મારી બેને જે ભાતું અમને બાંધી આપ્યું હતું તે બહાર કાઢ્યું.

ન્યાયાધીશે પણ અમારે માટે સારી સારી વાનીઓનું ભોજન તથા ફળ મોકલાવ્યાં અને અમારૂં ખાવાનું બરાબર હતું કે નહિ તે જોવાને તે પોતે આવી ગયા.

તેણે મને હસતાં હસતાં કહ્યું કે, "મારી પાસે સોડાવોટર નથી કે તે હું તમને આપું. તે પણ મારે છોડી દેવું પડયું છે. મારી મુસાફરીમાં હું ફરૂં છું ત્યારે જુદી જુદી જગ્યાનું જેવુંતેવું મેલું પાણી પીવાનું મને યોગ્ય લાગતું નથી અને તેથી હું પહેલાં સોડા પીતો હતો. પણ જ્યારથી હું આપણી મદ્યપાનનિષેધની સભામાં જોડાયો ત્યારથી મેં તે પણ પીવું છોડી દીધું છે, કારણ કે લોકો કેટલીક વાર સોડાને દારૂ સમજી લે છે અને તેથી હું સોડાવોટર પીઉં તો તેઓ તેનો ખોટો અર્થ કરે છે. પણ હવે હું જ્યાં હોઉં ત્યાં કુવાનું પાણી પીઉં છું અને મને ખાત્રી છે કે ઇશ્વર મને તેથી આરોગ્ય આપશે."

જ્યારે બધા લોકો પોતાનું ખાણું ખાઇ રહ્યા ત્યારે તેઓ ભેગા થયા અને કોઇએ કહ્યું કે, "ચાલો, આપણે માનનું પીણું પીએ."

તેના જવાબમાં બીજાએ કહ્યું કે, "દારૂ વિના?"

ત્યારે પેલા અમેરિકન જુવાને પોતાના હાથમાં ચાનો પ્યાલો લઇને કહ્યું કે, કેમ નહિ, ચાલો આપણે પઠાણકોટની પુરૂષોની મદ્યપાનનિષેધક સભા લાંબો કાળ જીવે એવું પીતાં પીતાં ઇચ્છીએ."

ત્યાર પછી ન્યાયાધીશ પોતાના હાથમાં ઠંડા પાણીનો પ્યાલો લઇને બોલ્યો કે, "ભાઇઓ, આપણા કૃપાવંત શહેનશાહનો વિજય થાઓ એવું સૌ ઇચ્છો."

હવે ધીમે ધીમે ગામમાંથી મુખ્ય મુખ્ય માણસો બબ્બે અને ત્રણ-ત્રણની સંખ્યામાં આવવા લાગ્યા હતા અને અમારે તેમને આવકાર આપવાનો હતો. આ લોકોમાં સહુથી વધારે વજનદાર માણસ એક રજપૂત સરદાર હતો. એ ૮૦ ગામડાંનો ધણી હતો અને વળી ઓનરરી ન્યાયાધીશ હતો. તે ફોરમાન ક્રિસ્ચીયન કોલેજનો ગ્રેજ્યુએટ હતો અને તેણે કોલેજમાંજ દારૂ ન પીવાનું વ્રત લીધેલું હતું. મને તે બહુ સભ્ય જણાયો અને તે મદ્યપાનનિષેધના કાર્યમાં ભાગ લેતો હતો તે જાણી હું ખુશી થઈ. ધાર્મિક વિષયો પર પણ અમારે કેટલીક વાતચીત થઇ.

બપોરના બે વાગતાં અમને એવી ખબર મળી કે ગામમાં બધું બરાબર તૈયાર હતું અને તેથી અમે ત્યાં જવા નીકળ્યાં. આ વખતે તડકો સખત હતો, તેથી અમને અમારી ઘટામાંથી નીકળવું કઠણ લાગ્યું. જ્યારે અમે ગામમાં ગયાં ત્યારે અમને સેંકડો લોકો અમારી સભા ભરાવાની હતી ત્યાં છોકરાઓની શાળામાં જતા માલુમ પડયા. લોકો ચોગાનમાં બેઠા હતા અને બોલનારાઓ વગેરે સ્કુલની ઓસરીમાં બેઠા હતા. અહિં બધું બહુ સારી રીતે શણગારવામાં આવ્યું હતું. ભીંતો ઉપર રેશમી તોરણ વગેરે લટકાવવામાં આવ્યાં હતાં. જમીન ઉપર પણ એવાજ સુંદર ગાલીચા બીછાવવામાં આવ્યા હતા અને ટેબલો અને ખુરશીઓ પર પણ રેશમી વસ્ત્ર પાથરવામાં આવ્યાં હતાં. મેં આ બધું જોઇને કહ્યું, "મારા ભલા ભાઈઓ, મને મારા ધૂળવાળા જોડા પહેરી આવા સુંદર ગાલીચા ઉપર ચાલવું યોગ્ય લાગતું નથી."

તેમણે જવાબ આપ્યો કે, "મિસ સાહેબ, હરકત નહિ, આ બધું તમારે માટે છે. અમે અમારો પ્રેમ અને ઉપકાર દર્શાવવા કંઇ પણ કરી શકયા નથી. તમે એ ગાલીચા ઉપર બેસશો તો અમે તે મોટું માન સમજીશું."

જેઓને હજુ સુધી સુવાર્તાની કાંઈ ખાસ અસર થઇ નહોતી તે લોકો તરફથી મને આવો આવકાર મળ્યો તે માટે હું ઇશ્વરનો ઉપકાર માનવા લાગી. અમને બધાને આ દિવસે જેવું માન મળ્યું હતું તેવું રાજાઓને પણ નહિ મળતું હોય એમ મને લાગ્યું.

આ દિવસની સભામાં જે વ્યાખ્યાનો, ગાયનો વગેરે થયાં તે બધા લોકોએ બહુ ધ્યાનપૂર્વક સાંભળ્યાં. જુદા જુદા કાર્યકર્તાઓ પણ ચુંટાયા અને આ નવી સંસ્થામાં ૯૪ માણસો સભાસદ તરીકે દાખલ થયાં. ઉત્સાહ પણ ઘણોજ હતો. કોઇએ કહ્યું કે, "જો તમે રાત રહો તો આપણે આજુબાજુનાં ગામડાઓમાં જઈએ અને ત્યાં બીજા ઘણા લોકો જોડાશે." મને રહેવાની ઇચ્છા તો ઘણી હતી, પણ શાળાની છોકરીઓને એકલી રાખી અહિં રહી શકાય તેમ નહોતું.

આથી અમે પાછાં પઠાણકોટ જવા નીકળ્યાં. આ વખતે અમારી સાથે દસ ઘોડેસ્વાર હતા, કારણકે અમારા પછી કોઇ બીજા લોકો પણ પઠાણકોટથી આવ્યા હતા.

આમાંના એકને ન્યાયાધીશે મારી પાલખી સાથે રહેવાનું કહ્યું હતું. અમે જ્યારે રાવી નદીના કીનારે આવ્યા ત્યારે સૂર્યાસ્ત થતો હતો.

નદી પાર ઉતર્યાં પછી અમે ગાડીઓમાં બેઠાં અને અમે થાકેલાં હતાં તોપણ પાછા બીજા દસ માઇલ અંધારામાં જવા માટે આનંદે નીકળ્યાં. અમે આવ્યાં હતાં ત્યારે અમને આ રસ્તો સરળ તથા ટુંકો લાગતો હતો, પણ આ વખતે તેમ નહોતું. એક ઉંચી જગ્યામાં અમો આવ્યાં ત્યારે મારી ગાડીનો ઘોડો ઘેર જવા ઉતાવળો થઇ ગયો અને તેણે કુદકો માર્યો અને પોતાનો સામાન તોડી નાખ્યો. મારાથી નિશાળ ચલાવી શકાય તેમ હતું, મદ્યપાનનિષેધની સંસ્થાઓ સ્થપાય તેમ હતું, પણ આ ઘોડાને કાબુમાં રાખવો અશક્ય હતું. સારા ભાગ્યે ન્યાયાધીશનો માત્ર અઢાર વર્ષનો દીકરો મારી સાથે હતો. તે ક્યાંકથી થોડું દોરડું લાવ્યો અને એ સામાન જેમતેમ કરી બાંધી લીધો. એક બીજો જુવાન હિન્દુ વ્યાપારી અમારી સાથે આવ્યો હતો અને સભાની વખતે હારમોનિયમ વગાડતો હતો તેણે લગામ પોતાના હાથમાં લીધી અને અમે ઘેર સહીસલામત પહોંચ્યાં.

અમારૂં વ્હાલું અને શાંત શાળાગૃહ રાતના દસ વાગે અમે જોયું, અને આટલું મોડું થયું હતું તોપણ અમારા આજના દિવસના કામથી અમને ઘણો સંતોષ થયો હતો.

જે ગામમાં અમે જઇ આવ્યાં હતાં તે ગામે દસ વર્ષ પહેલાં દારૂનો ઇજારો ફક્ત વીસ રૂપીએ લીધો હતો અને અત્યારે તેની કિમ્મત બે હજાર રૂપીઆ ગણાતી હતી. ખરેખર, ત્યાં મદ્યપાનનિષેધક સંસ્થાની જરૂર હતી.

આ અનુભવ લેવા પેલો અમેરિકન યુવક અહિં રોકાયો હતો તેથી તે કલકત્તા જઇ શક્યો નહિ, પણ તેણે તેની કશી તમા કરી નહિ.

## પ્રકરણ ચોથું.

## કાર્યના ક્ષેત્રનો વિસ્તાર.

અમારી મદ્યપાનનિષેધકની સંસ્થા સ્થપાયાને એક વર્ષ થવા આવ્યું ત્યારે અમે તેની સંવત્સરી યોગ્ય રીતે ઉજવવાનો નિશ્ચય કર્યો કે જેથી અમારૂં કાર્ય આગળ વધે. આને માટે અમે કાર્યકારક કમિટિના પંદર સભાસદ સહિત વિચાર કરવા લાગ્યાં.

આ કામ માટે વળી અમારા અમૃતસરના પેલા મિત્રે પોતાના સાથીઓને લઈ આવવાનું અને કેટલાંક સીનેમાનાં ચિત્રો બતાવવાનું તેમજ સંગીત ગાઇ અને વ્યાખ્યાનો આપી અમને સાહ્ય કરવાનું વચન આપ્યું. શિયાલકોટની છોકરાઓની હાઈ સ્કુલના ક્રિશ્ચિયન હેડમાસ્તરે "પવિત્ર જીવન" ઉપર વીસ મીનીટ સુધી વ્યાખ્યાન આપવાનું કબુલ કર્યું. પણ આ સર્વથી વિશેષ ડેપ્યુટી કમિશનરે અમારી સાથે એક સાંજ રહેવાનું વચન આપ્યું. અમે અમારો કાર્યક્રમ બે દિવસનો રાખ્યો હતો.

આ કાર્યક્રમ બહુ સારી રીતે છાપીને સેંકડો મિત્રોને અને હિતેચ્છુઓને રવાના કરવામાં આવ્યા હતો, અને તેમને

પઠાણકોટની

પુરૂષોની મદ્યપાનનિષેધકની સભાની

પ્રથમ સંવત્સરીમાં

આમંત્રણ આપવામાં આવ્યું હતું. તેમાં સાથે સાથે એમ પણ જણાવવામાં આવ્યું હતું કે ત્યાં ઘણી ગમત પણ થશે.

અમે બે મોટા તંબુઓ ભાડે લીધા હતા અને તેમને અમારા દેવળની નજદિક નાખ્યા હતા, કારણકે અમારી સાધારણ સભાઓમાં પણ એટલાં બધાં માણસો આવતા હતાં કે તેમને દેવળમાં બેસાડી શકાય તેમ નહોતું. અમારી પ્રાર્થના, "ઓ પ્રભુ, કૃપા કરી અમારૂં દેવળ ભરી દે," એ ઇશ્વરે અદ્‌ભુત રીતે પૂર્ણ કરી હતી, તો પછી આ સમયે તો અમારે બીજી ગોઠવણ કરવી જોઇએજ તેમ હતું.

આ વખતે આખા પઠાણકોટમાં ઉત્સાહ વ્યાપી રહ્યો હતો, કારણકે આ ગામમાં સહુ કોમોના અને જાતિના લોકો સમાન ઉત્સાહથી ભાગ લઈ શકે એવો બનાવ આજ સુધી કોઇ દિવસ બન્યો નહોતો.



મદ્યપાનનિષેધક હૉલ.

એક હિન્દુ શેઠીઆએ વિજળીની બત્તીઓ મોકલી, બીજાઓએ ઝાડનાં કુંડાં મોકલ્યાં અને એક માણુસે અમારી ઉંચી કરેલી બેઠકને પૂર્ણ રીતે ઢાંકી દે એવો એક સુંદર ગાલીચો મોકલ્યો. સવંત્સરીના દિવસના પહેલા દિવસે અમે બધું તૈયાર કરી રાખ્યું હતું, અને જે બધાંએ આ તૈયારીમાં ભાગ લીધો હતો તે આ બધું જોઇ બહુ ખુશી થતાં હતાં. અમે વળી બ્રિટિશ તેમજ અમેરિકન વાવટા તંબુ આગળ ખડા કરી દીધા હતા. યુનાઇટેડ સ્ટેટ્સમાં જેમ દારૂ બંધ થયો છે તેમજ ગ્રેટબ્રિટનમાં થાઓ, એવી મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

ગાલીચાઓ, જાજમો, ટંગાયેલાં સુંદર વચનો, ફૂલો, ફૂલઝાડો વગેરેથી બધું બહુ શોભાયમાન થઇ રહ્યું હતું, તેમ વળી સ્ટેશનથી અમારા દેવળ સુધીનો લગભગ અર્ધો માઇલ લાંબો રસ્તો બહુ રળિઆમણો લાગતો હતો. તે આખે રસ્તે સુંદર રંગબેરંગી કાગળોનાં તોરણો બાંધવામાં આવ્યાં હતાં અને લોકો તેમની નીચે થઇને આવતાં હતાં.

ન્યાયાધીશ બધું બરાબર હતું કે નહિ તે જોવાને સાંજના મોડેથી આવ્યા, અને તેણે એકદમ જોઇ લીધું કે બધું ઠીક હતું. માત્ર સ્હેજ ન્હાના ફેરફાર કરવાના તેને યોગ્ય લાગ્યા અને તે પ્રમાણે તેણે સૂચના કરી જેનો તુરત અમલ થયો.

જ્યારે તે ઘર તરફ જવા નીકળ્યો ત્યારે તેણે કહ્યું કે "ઇશ્વર આપણા કામને યશ આપો!"

બીજો દિવસ નવેમ્બરની ૧૪મી તારીખનો હતો તે વાદળાંવાળો હતો, પણ કાંઇ વરસાદ પડયો નહિ. બપોરથીજ ગામમાંથી તેમજ આજુબાજુના ગામડામાંથી કોઇ પગે ચાલીને તો કોઇ ઘોડે બેસીને લોકો આવવા લાગ્યા. ત્રણ વાગતાં અમારા આજના મુખ્ય પરોણા ડેપ્યુટી કમિશનર હતા તે આવ્યા. તેને લેવાને અમારા મંડળના કેટલાક માણસો સ્ટેશને ગયા હતા અને તેઓ તેને પાધરાજ અમારા શાળાગૃહમાં લઇ આવ્યા, ત્યાં તેને ચા આપવામાં આવી હતી. તેના આવતાંજ અમારી પાંચ ગાનારી ટોળીઓ ગામમાં આગળથી નક્કી કરેલ ઠેકાણે મદ્યપાનનિષેધકનાં ગીત ગાવા માટે દેવળમાંથી નીકળી. તેમને આવી

રીતે ગામમાં મોકલવાનું કારણ એ હતું કે ગામના બધા લોકો અને ખાસ કરીને સ્ત્રીઓ પણ જાણે કે મદ્યપાનનિષેધને માટે આ બધું કાર્ય થઈ રહ્યું હતું.

ખરેખર, એ આખો દિવસ બહુ સારી રીતે પસાર થયો હતો! પ્રત્યેક જણે પોતાના સારામાં સારાં વસ્ત્ર પહેર્યાં હતાં અને સહુના ચ્હેરા પર આનંદ પ્રકાશી રહ્યો હતો. બ્રાહ્મણ તેમજ ચુરા સહુ એકસરખાજ ઉત્સાહપૂર્ણ હતા.

સાંજના પાંચ વાગતાં કામ શરૂ થયું અને પ્રમુખસ્થાન ડેપ્યુટી કમિશનરને આપવામાં આવ્યું હતું. પ્રાર્થનાથી કામ શરૂ કરવામાં આવ્યું અને પછી થોડાંક આવકારનાં વચન બોલ્યા બાદ મદ્યપાનનિષેધક સંસ્થાના અધ્યક્ષે કહ્યું કે, "ભાઇઓ, પુરૂષોની મદ્યપાનનિષેધની આ મંડળી જે ૧૯૧૩ના નવેમ્બરની ૧૩મી તારીખે સ્થાપવામાં આવી હતી તે તેની સભામાં ડેપ્યુટી કમિશનર પધારે એવી ઇચ્છા આજ સુધી ધરાવતી આવી છે અને આજે તેની એ ઇચ્છા પુરી થાય છે."

અને ત્યાર પછી ડેપ્યુટી કમિશનર તરફ ફરીને મેં તેમને કહ્યું કે, "મિ. વોટસન, તમે આ સંસ્થાને માટે લાગણી ધરાવો છો તે માટે અમે સહુ તમારા આભારી છીએ, અને આજે તમે અહિં પધાર્યા છો તે માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ. સુધારા માટે લોકો એકમત થઇ શું શું કરી શકે છે તેનું આ પઠાણકોટના લોકો એક દાખલો છે."

ત્યાર પછી મેં ગયે વર્ષે જે જે કાર્ય થયું હતું તે જણાવ્યું અને તેમાં "છોકરાઓનું મંડળ" એવી સંસ્થા સ્થાપવામાં આવી હતી તેના ઉપર ખાસ ભાર મૂકીને કેટલુંક કહ્યું. તેમનું વ્રત કેટલીક રીતે પુરૂષોના વ્રત કરતાં વધારે મોટું અને અઘરૂં હતું. કારણકે તેમને બધી જાતના દારૂથી દૂર રહેવાનું હતું એટલુંજ નહિ પણ બીડી અને હુક્કો પીવાથી પણ દૂર રહેવાનું હતું. તે ઉપરાંત તેમણે અપશબ્દો પણ બોલવાના નહોતા. જે પચાસ છોકરાઓએ આ વ્રત લીધું હતું તે આગળની બેઠકો ઉપર બેઠા હતા અને જ્યારે હું તેમને વિષે વાત કરી રહી હતી ત્યારે તેમના ચહેરા ઉપર યોગ્ય સ્વાભિમાન પ્રકાશી રહ્યો હતો.



ડેપ્યુટી કમિશનર "મદ્યપાન નિષેધક હૉલ" ખુલ્લો મૂકે છે.

મી. વોટસને આજની સભા પૂરી કરતાં મદ્યપાનનિષેધ ઉપર બહુ સુંદર વ્યાખ્યાન આપ્યું. તે વ્યાખ્યાન હિન્દુસ્તાનના કેટલાક મુખ્ય પત્રોમાં છાપવામાં આવ્યું હતું અને તેનો દાખલો લઈ બીજા કેટલાક પણ દારૂના આ મહાન અનર્થની સામે થવામાં ઉત્તેજીત થયા હતા.

તે રાતના અમારા ખાણા પછી જ્યારે અમે સહુ અમારા બેઠકખાનામાં સગડીની આજુબાજુ બેઠાં હતાં ત્યારે મેં મી. વોટસનને કહ્યું કે, "પઠાણકોટને માટે મને એક બહુ મોટો વિચાર છે."

ત્યારે તેણે પૂછ્યું કે, "તે શું છે તે કૃપા કરી મને જણાવશો?" મેં કહ્યું કે, "મારે અમારા ગામને માટે મદ્યપાનનિષેધનું એક સ્વતંત્ર ગૃહ જોઈએ છે. અમારૂં દેવળ નાનું પડે છે અને આ ગામનો યુવકવર્ગ પોતાનો સાંજનો વખત સારી જગ્યાના અભાવે યોગ્ય રમતગમતમાં ગાળી શકતો નથી તેથી મને બહુ દુઃખ થાય છે. ઘણી વખત અમારી સંસ્થાના સભાસદો શેરીઓમાં ગટરો આગળ કે એવી એવી ગંદી જગ્યામાં પાનાં ગંજીફા વગેરેથી રમે છે અને એ તેમને માટે સારૂં નથી. હવે જો અમને એક ખાસ ઘર મળી જાય તો તેમાં આ બધાને માટે સારી રમતગમતની ગોઠવણ થઈ શકે, ટેનીસ અને બેડમીંગટન પણ રમી શકાશે અને તેની સાથે તેમાં એક વાંચનાલય પણ રાખી શકાય છે. આ વિચાર એક સ્વપ્ન જેવો છે, પણ મને તે વારંવાર આવ્યા કરે છે. જો મારી પાસે પૈસા હોત અથવા હું પઠાણકોટના લોકો પાસેથી તેને માટે પૈસા ઉઘરાવી શકું તો કેટલું સારૂં!"

અમારૂં નાનું મંડળ મારી આ વાત સાંભળીને હસ્યું અને પછી અમે સહુ બીજી વાત કરવા લાગ્યાં.

જ્યારે ડેપ્યુટી કમિશનર અમારામાંના પ્રત્યેકની રજા લઈ સ્ટેશને ગયા ત્યારે ત્રેવીશ માઇલ દૂરથી આવેલા એક મિશનરીએ મને કહ્યું, "ડેપ્યુટી કમિશનરે જતાં જતાં શું કહ્યું તે તમે સાંભળ્યું?"

મેં કહ્યું, "તેણે ગુડનાઈટ કહ્યું તે મેં સાંભળ્યું."

ત્યારે તેણે જવાબ વાળ્યો, "નહિ, તેણે બીજું કાંઇક કહ્યું અને તે આ: 'મને લાગે છે કે તમને તમારા મદ્યપાનનિષેધ માટે ઘર પ્રાપ્ત થશે'."

મેં કહ્યું, " ખરેખર ! એમ થાય તો કેટલું સારૂં ? પણ આપણું આ નાનું ગામ એ કેમ કરી શકે ?"

બીજે દિવસે નવ વાગે સભા પાછી તંબુમાં શરૂ થઈ. આખો દિવસ લોકોનાં ટોળાંનાં ટોળાં આવ્યાં કરતાં હતાં અને વ્યાખ્યાનો અને ગાયનો સાંભળતાં હતાં. આજનું સંગીત ઘણું સારૂં હતું અને તેથી લોકોને હિમ્મત ને પ્રેરણા મળે તેમ હતું. કોઈ એક માણુસ બહારથી આવેલ એક પરોણાનું ગાયન વાદન એકચિત્ત થઈ સાંભળતો હતો ; તેણે મને કહ્યું કે, " આ ભાઇ તો પોતાનાં હાથનાં ટેરવાંઓ વતી આપણા ઉપર ફૂલ નાંખે છે."

આ વખતે મારૂં હૈયું એવું તો ભરાઇ આવ્યું હતું કે વાત કરવાનું મને ગમતું નહોતું. કારણ કે અમારા ન્યાયાધીશે મારી આગળ આવીને પુછ્યું, "મિસ સાહેબ, આપણે મદ્યપાનનિષેધ માટે નવું ઘર કયાં બાંધીશું?"

આ સાંભળી હું આશ્ચર્યથી ચમકી ઉઠી, અને બોલી કે " શું ? તમે શું કહ્યું ?"

તેણે કહ્યું કે " હું ઠીક કહું છું. તમારે મદ્યપાનનિષેધ માટે હોલ કયાં બાંધવો છે ? ગઈ રાત્રે મને બાર વાગે ડેપ્યુટી કમિશનરે સ્ટેશને બોલાવી કહ્યું કે આ હોલ તૈયાર કરવા માટે મારે બધી તજવીજ કરવી. હું તમારી આજ્ઞા લેવા અને તમને સાહ્ય કરવાને માટે આવ્યો છું."

આનો જવાબ મારે કઈ રીતે વાળવો ? મારામાં બોલવાની ઇચ્છા કે શક્તિ નહોતી. એકજ વર્ષ અને ઈશ્વરે આવો ચમત્કાર બતાવ્યો હતો !

અમારી આ સવંત્સરીનો હેવાલ કોઈ ખબરપત્રીએ " સિવિલ અને મિલિટરી ગેઝેટ "—જે સરકારના મતનું પત્ર છે અને ઉત્તર હિન્દુસ્થાનમાં મુખ્ય પત્રોમાંનું એક છે તે—માં આ પ્રમાણે મોકલ્યો :—

" પઠાણકોટની મદ્યપાનનિષેધની સંસ્થાએ આ મહિનાની ૧૪મી અને ૧૫મી તારીખે પોતાની સવંત્સરી ઉજવી હતી. એ બે દિવસે આખા ગામમાં આનંદ વ્યાપી રહ્યો હતો. આજુબાજુનાં ગામો અને ગામડાંમાંથી જમીનદારો, પટવારીઓ વગેરે પોતાના મિત્રોને લઈ આવ્યા હતા. આ સંસ્થા એકજ વર્ષ પહેલાં સાધારણ રીતે શરૂ થઈ હતી, પણ આજે તેમાં લગભગ ૨૫૦ સભાસદ છે. તેની બે શાખાઓ છે, જેમાંની

એક સુજનપુરમાં છે અને તેમાં ૩૭ સભાસદ છે અને બીજી નિરોતમાં છે અને તેમાં ૫૦ સભાસદ છે.

"શનિવારે સાંજે ૫ ટોળીઓએ મદ્યપાનનિષેધક ગીત ગામની મુખ્ય શેરીઓમાં ગાયાં હતાં.

"આ પ્રાંતના ડેપ્યુટી કમિશનર આ પ્રસંગે અહિં આવેલા હતા અને તે સાંજ સુધી રહ્યા હતા. તેમણે સાંજે લોકોને મદ્યપાનનિષેધ ઉપર એક સારૂં વ્યાખ્યાન આપ્યું. તેની અસર આવેલા સેંકડો શ્રોતાજન ઉપર ઘણી સારી થઇ હતી.

"અમૃતસરથી આવેલા મી. નંદલાલ અને પંડિત સ્વરૂપ નારાયણે સીનેમાના કેટલાક ખેલ બતાવ્યા હતા અને તેથી આ જલસાના આનંદમાં ઘણો ઉમેરો થયો હતો.

"કાર્યક્રમમાં સહુ કોમ અને જાતિના લોકોએ ભાગ લીધેલો હતો. બધામાં બહુ સારો બંધુભાવ વર્તાઇ રહ્યો હતો અને તેથી આપણે સહુ ભવિષ્યને માટે સારી આશા રાખી શકીએ છીએ. છેલ્લા દિવસની સભામાં ૭૨ નવાં નામો સભાસદ તરીકે નોંધાયાં હતાં.

"મી. વોટસને આ સંસ્થાના આશ્રય આપનાર થવાની હા પાડી છે."

"બધી સભાઓ શહેનશાહ અને ડેપ્યુટી કમિશનર માટે ખુશાલીના પોકારથી બંધ થઇ હતી."

મી. વોટસને પઠાણકોટની મુલાકાત કર્યાં પછી મને આ પ્રમાણે લખ્યું હતું:—

"ગઈ સાલના મેળાવડા માટે હું તમને મુબારકબાદી આપું છું. અને આશા રાખું છું કે આજનો મેળાવડો પણ એવોજ થશે અને તમને ઘણા નવા સભાસદો મળશે. મદ્યપાનનિષેધની સંસ્થા માટે હું આ સાથે ૫૦ રૂપીઆ મોકલું છું."

અમૃતસરના અમારા સુધારક મિત્રે પોતાને ઘેર પાછા ગયા પછી આ પ્રમાણે લખ્યું હતું:—

"તમે અમને જે મમતા બતાવી હતી તે માટે હું તમારો ખરો ઉપકાર માનું છું. મેળાવડો ફતેહમંદ રીતે પાર થયો તે માટે તમને અને

ન્યાયાધીશને ધન્યવાદ ઘટે છે. ૧૪મીની સભા મદ્યપાનનિષેધના પ્રચારને માટે ખરેખર ઘણી સારી હતી. ઇશ્વરે અમારા લાખો લોકોને બચાવવા અમેરિકામાંથી એક બાઈને મોકલી છે."

લંડનના ઍંગ્લો–હિંદી મદ્યપાનનિષેધક મંડળના મુખ્ય મંત્રી મી. ફ્રૂડરિક ગ્રબે પઠાણકોટના કામ સંબંધી ઓકટોબરની ૧૪મીએ આ પ્રમાણે લખ્યું હતું :—

"તમે અત્યાર સુધીમાં જે કામ કર્યું છે, તે બહુ આશાજનક છે અને મને ખાત્રી છે કે તમારા કામની અસર દૂર સુધી પહોંચશે. જો પંજાબમાં આવી સંસ્થાઓ દરેક ઠેકાણે સ્થાપવામાં આવે તો, ખરેખર, ત્યાંના લોકોની સ્થિતિમાં ઘણો ફેરફાર થઇ જાય.

"મને વધારે ખુશી થાય છે તે એ વાતથી કે સર્વ જાતિના અને ધર્મના લોકો તમારી સાથે આ કામમાં જોડાય છે, એ વાત તો જાણીતી છે કે મદ્યપાનનિષેધમાં જેમ હિન્દુસ્તાનની બધી કોમોના લોકો એક બીજા સાથે જોડાય છે તેમ તેઓ બીજી ઘણી વાતોમાં જોડાતા નથી."

આ એંગ્લો-હિન્દી મદ્યપાનનિષેધક મંડળ ૧૮૮૮માં મહુંમ મી. કેઇને સ્થાપ્યું હતું. તેના પ્રમુખ સર હરબર્ટ રોબર્ટસ, એમ. પી., છે.

આ મંડળનું ત્રિમાસિક પત્ર "અબકારી" નામનું છે તેમાંથી કેટલીક વાત અહિં આપવી યોગ્ય છે એટલુંજ નહિ પણ તે જાણવા માટે જરૂરની છે.

આ મંડળની હિન્દુસ્તાનના સામ્રાજ્યમાં ૨૮૦ શાખાઓ છે.

આ મંડળનું કામ હિન્દુસ્તાનના લોકોને દારૂના વધતા જતા પ્રસારથી બચાવવાનું છે; અને આ કામ કેટલી બધી અગત્યનું છે તે માત્ર આ વાતથી સિદ્ધ થશે કે કેફી વસ્તુઓમાંથી થએલી ઉપજ ૧૮૭૪-૭૫માં ૧૫,૬૧,૦૦૦ પૌંડની હતી અને આજે એટલે ૧૯૧૩-૧૪માં થએલી ઉપજ ૮૩,૫૩૦૦૦ પૌંડની છે, એટલે આમાં થતી સરકારની વાર્ષિક ઉપજ ૩૫ વર્ષમાં ૫ ગણી વધી છે.

આ મંડળ (૧) આખા હિન્દુસ્તાનમાં સર્વ જાતના લોકોમાં દારૂથી તદ્દન દૂર રહેવાનું શિક્ષણ ફેલાવવા માટે; (૨) દારૂના સંબંધમાં સરકારના જકાતખાતા ઉપર બરાબર ધ્યાન રાખવું; (૩) દારૂના વેચાણના સંબંધમાં

સ્થાનિક ઇચ્છા લોકોની મર્જીના સિદ્ધાંતને ઉત્તેજન આપવા; અને (૪) દારૂ, અફીણ અને બીજી કેફી વસ્તુઓનો વ્યાપાર તદન બંધ કરવાને માટે સ્થાપવામાં આવ્યું હતું.

તેના ૧૯૧૫-૧૬ના વાર્ષિક હેવાલમાં આ પ્રમાણે લખવામાં આવ્યું છે:

"ગયે વર્ષે મદ્યપાનનિષેધના સંબંધમાં લોકમત આગળ વધ્યો છે એવાં કેટલાંક ચિન્હો દેખાયાં છે અને આનું મુખ્ય કારણ શહેનશાહે દારૂથી દૂર રહી પોતાના સામ્રાજ્યના લોકોને મદ્યપાનનિષેધનો જે દાખલો આપ્યો છે તે છે. વળી એ પણ જાણવું જરૂરનું છે કે આ વાતમાં શહેનશાહનું અનુકરણ સામ્રાજ્યના બીજા ભાગોએ કર્યું છે તેના કરતાં હિન્દુસ્તાનના લોકોએ વધારે અંશે કર્યું છે."

શહેનશાહે દારૂથી દૂર રહેવાની પોતાની ઇચ્છા દર્શાવી હતી ત્યારે હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં તે વાતને માટે સંતોષ બતાવવા સભાઓ ભરાઇ હતી. આથી પંજાબમાં લોકોને જે મદદ મળી હતી તેને માટે શહેનશાહનો પોતાનોજ લેખિત ઉપકાર માનવાની મને પણ ઇચ્છા થઈ. ઘણી વખત કોઇ કોઇ નિરાશ થયેલ કામ કરનાર કહેતા કે "હરકત નહિ, શહેનશાહ મારા પક્ષનો છે."

અમારા કામ કરનારાઓમાંનો એક જેણે મદ્યપાનનિષેધક કામ પહેલવહેલું પઠાણકોટમાં જોયું હતું તેણે આ કામ કરવાની શરૂઆતમાં એવું ધાર્યું હતું કે દારૂનિષેધના સંબંધમાં આખી દુનિયામાં જે કાર્ય થઇ રહ્યું હતું તેની શરૂઆત અહિં પઠાણકોટમાજ થઈ હતી. એક દિવસે તે સભામાં બોલ્યો કે, "ભાઇઓ, આપણી પઠાણકોટની સંસ્થા સ્થપાયા પછી દુનિયામાં શું શું થઈ રહ્યું છે તે જુઓ. આખા રૂશિયાએ દારૂ પીવો છોડી દીધો છે, અને આપણા શહેનશાહે પણ દારૂ ન પીવાનું વ્રત લીધું છે."

મેં મારા અમેરિકન મિત્રોને પણ ઘણી વખતે કહ્યું છે કે અમેરિકામાં મારી હાજરી દરમ્યાન એ દેશ દારૂની બંધી કરે તો આ મિત્ર કહેશે કે, "મને ખબર હતી કે એમ થશે: એ પઠાણકોટના કામની અસર છે."

હવે મને દૂરના પ્રાંતોમાંથી પત્રો આવવા લાગ્યા હતા અને તેમાં અમે કેવી રીતે કામ શરૂ કર્યું હતું અને તે કેમ કરતાં હતાં તે બધી વાત પૂછવામાં આવી હતી. આ ઉપરાંત મને ઘણી જગ્યાએથી ત્યાં જઈ સંસ્થાઓ સ્થાપવાને માટે આમંત્રણો આવતાં હતાં. આ પરથી હું જાણવા લાગી કે હિન્દુસ્તાનમાં મદ્યપાનનિષેધની એક મોટી અને સજીવ ચળવળ ચાલુ થઇ રહી છે.

૧૯૧૬ની વસંતઋતુમાં ઇસ્ટરના તહેવારો હતા ત્યારે કરાંચી જવા માટે ઈશ્વરે મારે માટે રસ્તો કરી આપ્યો.

ત્યાં કામ કરતી એક અંગ્રેજ મિશનરી બાઇ તરફથી મને ત્યાં જવા માટે આગ્રહપૂર્વક આમંત્રણ આપવામાં આવ્યું હતું. આ આમંત્રણ મને બહુ કામ હોવાથી હું સ્વીકારી શકી નહોતી. તેથી બીજો પત્ર નીચે પ્રમાણે લખેલો મોકલવામાં આવ્યો હતો :—

"હું તમને ફરીથી તમારી સાહ્ય માગવાને માટે આ લખું છું. કદાચ તમે હવે અમારી પાસે આવી શકશો. અહિં યુરોપીયનો અને હિન્દી લોકોમાં દારૂનો પ્રસાર વધતો જતો જોઇને મને બહુ દુઃખ થાય છે. અહિં ડબલ્યુ. સી. ટી. યુ. ની એક શાખા છે અને તે મહિને એકાદ વખત મળે છે અને હિન્દી ખ્રીસ્તી છોકરાઓ માટે મેં એક "આશા મંડળ" સ્થાપ્યું છે. પણ અમે કામ બહુજ થોડું કરીએ છીએ, અને મને ખાત્રી છે કે અહિંની સ્ત્રીઓ તમને બહુ સારી મદદ કરશે, પણ ખરી રીતે તો પુરૂષોમાં કામ કરવાનું છે.

"જો તમે અહિં આવો તો કેવું સારૂં!

"હવે આ વખતે તમે 'ના' કહેશો નહિ, કારણ કે કરાંચીમાંના લોકોને બચાવવા માટે કંઇક કરવુંજ જોઇએ.

"પઠાણકોટમાં આવું આશ્ચર્યકારક કામ થયું છે તેથી કરાંચીને માટે મને તેની ઈર્ષા થાય છે."

"તમો આવીને અમારી સાહ્ય કરો."

અમારી નિશાળની વહાલી છોડીઓ સાથે પ્રાર્થના કર્યાં પછી હું એક સાંજે કેટલાક દિવસને માટે બહાર મુસાફરી કરવા નીકળી. જતાં

પહેલાં છોકરીઓએ દરેક વખતે મારે માટે પ્રાર્થના કરવાનું વચન આપ્યું હતું. કરાંચી પઠાણકોટથી લગભગ ૭૦૦ માઇલ દૂર છે અને જોકે બધે રસ્તે રેલ્વે હતી તોપણ જવાનો માર્ગ રેતાળ હતો. આ વખતે પણ ગરમી ઘણી સખત હતી, પણ મને ઈશ્વરે એટલો બધો અંતરનો આનંદ આપ્યો હતો કે મને આ મુસ્કેલી જરા પણ નડી નહિ. અને બીજે દિવસે જ્યારે દરિયાની મીઠી લ્હેર મારી ગાડીમાં આવવા લાગી અને કરાંચી નજદિક આવ્યું એવી મને ખાત્રી થઈ ત્યારે હું આ બધી મુસ્કેલી ભુલી ગઈ.

અહિંના મિશન હાઉસમાં મને પ્રેમપૂર્વક આવકાર આપવામાં આવ્યો હતો. એકાદ કલાક આરામ લીધા પછી અમે કામ કરવાની યોજના તૈયાર કરવા માંડી કે જેથી એક પળ પણ નકામી જાય નહિ.

બીજા થોડાક દિવસો સભાઓ ભરવામાં અને માણસોને મેળવવામાં ગયા. અમારી સભાઓ વિષે જાહેરખબર સારી પેઠે આપવામાં આવી હતી. ત્યાંના એક મુખ્ય રોજીંદા પત્રે મોટા અક્ષરે એવું જાહેર કર્યું હતું કે પઠાણકોટમાં મદ્યપાનનિષેધનું કાર્ય કરનાર એક મિશનરી બાઇ કરાંચીમાં આવી હતી અને તે મદ્યનિષેધના સંબંધમાં સર્વ કોમના અને જાતિના લોકોને મળવા આતુર છે; અને સાથે તે પત્રમાં આ બાઈની મુલાકાત ફતેહમંદ કરવામાં યુરોપીયનો તેમજ હિન્દીઓ પોતાથી બનતું કરશે એમ તેમને વિનંતી કરવામાં આવી હતી.

અમે અમારી પહેલી સભા ટાઉન હોલમાં ભરી હતી અને તે વખતે ઘણા લોકો ત્યાં હાજર હતા. આ સભાથી શરૂઆત કરીને રવિવારે બપોરે હિન્દી ખ્રીસ્તી છોડીઓની સાથે મેં અર્ધો કલાક ઘણા આનંદથી વાત કરી ત્યાં સુધી મને માત્ર પ્રેમ અને મમતા સિવાય બીજું કંઈ જોવામાં આવ્યું નહોતું.

એપ્રિલની ૧લી તારીખે સવારમાં મેં મિશન સ્કૂલના છોકરાઓને મદ્યપાનનિષેધ ઉપર વ્યાખ્યાન આપ્યું, અને ત્યાંથી પાધરીજ સ્ત્રીઓના સ્થાનમાં જઈ અમે પહેલી સ્ત્રીઓની મદ્યપાનનિષેધક સંસ્થા સ્થાપી. આ સંસ્થામાં ૫૨ સ્ત્રીઓ દાખલ થઈ. તેમાં ખ્રીસ્તી, હિન્દી, મુસલમાન

અને યાહુદી સ્ત્રીઓ હતી અને તેમણે કરાંચીમાં વધતા જતા દારૂના પ્રસાર અટકાવવાનો નિશ્ચય કર્યો.

તે સાંજે છોકરાઓની હાઈસ્કુલના મકાનમાં પુરુષોની પણ એક સંસ્થા ઉભી કરવામાં આવી.

એક યુવક હિન્દુ મંડળ જેના સભાસદો પોતાને 'આલીમ' તરીકે ઓળખાવતા હતા તેમણે મારે માટે સ્ત્રીઓની કેળવણી ઉપર એક વ્યાખ્યાન ગોઠવ્યું. તેમનામાંના લગભગ સોએક જણ આ વ્યાખ્યાનમાં હાજર હતા. આ વખતે પ્રમુખે શરૂઆત કરતાં કહ્યું કે, "મિશનરી લોકો જે ધર્મ આપણને શિખવવા આવ્યા છે તે વિષે આપણે ગમે તે ધારતા હોઇએ, પણ આપણે આટલું તો કબુલ કરવુંજ જોઇએ કે તેમણે હિન્દુસ્તાનની ઉન્નતિ કરવાનો પ્રયત્ન ઘણો સારો કર્યો છે. આપણી છોકરીઓને આટલી કેળવણી આજે આપવામાં આવે છે તે મુખ્યત્વે કરીને તેમને લીધેજ છે. જે લોકો માનને પાત્ર હોય તેમને આપણે માન આપવુંજ જોઇએ." કરાંચીના આ ઉચ્ચ યુવકોએ જેટલા ધ્યાનથી મારૂં સાંભળ્યું તેટલું બીજા કોઈ લોકોએ સાંભળ્યું હશે કે નહિ એ સવાલ છે. મેં તેમને કહ્યું કે હું એમ માનતી હતી કે કન્યાને શિક્ષણ આપવાનું જે મારૂં મુખ્ય કામ છે તે ઘણુંજ ઉપયોગી છે અને મને ખાત્રી હતી કે તેઓ પણ તેમજ માનતા હતા. ત્યાર પછી મેં હિન્દુસ્તાનની સ્ત્રીઓ વિષેના મારા આદર્શ વિચાર તેમને સ્હેજસાજ બતાવ્યા અને આ દેશની સ્ત્રીઓમાં આત્મિક શક્તિ કેટલી બધી છુપી રહી છે અને તે આજના વખતમાં કેવી કેવી રીતે પ્રગટ થાય છે તેના કેટલાક દાખલા આપ્યા.

તે દિવસનું છેલ્લું કામ જે કેટલાક સોલ્જરો બ્રિટિશ સંસ્થાનોમાંથી હમણાંજ આવેલા હતા તેમને બાઇબલમાંથી થોડુંક કહેવાનું હતું.

પંજાબ પાછા જતાં મને સિંધમાંનાં બે મુખ્ય શહેરો જે હૈદ્રાબાદ અને સક્કર ત્યાંના મદ્યપાનનિષેધના કાર્યકર્તાઓ તરફથી ત્યાં વ્યાખ્યાનો આપવા માટે વિનંતી કરવામાં આવી હતી. મારાથી બહુ વખત રોકાય તેમ નહોતું તેથી મેં એકજ જગ્યાએ વ્યાખ્યાન આપવાની હા પાડી. આ સ્થાન હૈદ્રાબાદ હતું. તે એક રમણીય શહેર છે અને સિંધુ નદીને કિનારે આવેલું છે.

સાંજના મેં એક સુંદર હોલમાં કેળવાયેલા વર્ગને પંજાબના એક ખુણામાં છુપાઈ રહેલા પઠાણકોટમાં મદ્યપાનનિષેધના સંબંધમાં અમે શું કાર્ય કરતાં હતા તે વિષે કેટલુંક કહ્યું. મારૂં વ્યાખ્યાન પૂરૂં થતાં એક ગૃહસ્થ ઉઠયા અને તેણે કહ્યું કે, "જો પઠાણકોટ જેવું માત્ર ૭૦૦૦ની વસ્તીવાળું નાનું ગામ આ બાબતમાં આટલું બધું કરી શકે તો પછી હૈદ્રાબાદ જેવું મોટું અને ધનવાન શહેર શું કરી ન શકે? આપણે આ કાર્યની જે બધી વાત સાંભળી તેથી આપણે કાંઈ કરી શકયા નથી આની મને તો શરમ લાગે છે. આ મિસ સાહેબે આજે આપણને જે સંદેશો આપ્યો છે અને તે આપણા લોકો માટે જે કાર્ય કરે છે તેને માટે આપણે તેમનો ઉપકાર માનીએ છીએ."

તે દિવસની રાત્રે હું પંજાબ જવા નીકળી, પણ પઠાણકોટ જતાં પહેલાં મારે બીજા બે ઠેકાણે જવાનું હતું. પહેલાં લાયલપુરમાં ખ્રીસ્તી સ્ત્રીઓની મંડળીની સભાને મારે વ્યાખ્યાન આપવાનું હતું, અને બીજું નહેર ઉપર વસેલા એક ખ્રીસ્તી મંડળીને વ્યાખ્યાન આપવાનું હતું. એક મોટી નહેર ઉપર કેટલાક ખ્રીસ્તી લોકોએ વસવાટ કર્યો હતો ત્યાં જવાને માટે મને એક હિન્દી ખ્રીસ્તી તરફથી આમંત્રણ આપવામાં આવ્યું હતું. તેનો ઉપરી અમલદાર ત્યાંનો એન્જીનીયર હતો તેણે અને તેની સ્ત્રીએ મને તેમના સુંદર ઘરમાં ઉતારો આપ્યો. તેમણે આ સભાને માટે બધી સગવડ કરી. અહિં અમે એક સંસ્થા સ્થાપી, તેમાં આ એન્જીનીઅર તેના આશ્રય આપનાર તરીકે ભળ્યા.

મદ્યપાનનિષેધનું કામ આ પ્રમાણે ધીમે ધીમે આગળ વધતું જતું.

હું આ બધી જગ્યાએ ફરીથી જઇને તેમને તેમના ભારે કામમાં મદદ કરી શકું નહિ એ વાતથી મને દુઃખ થતું હતું. કરાંચીમાં જે કામ શરૂ થતું હતું તે આગળ ચાલશે એની મને આશા હતી. કારણ કે મિશનરીઓ તેને માટે પ્રાર્થના કરતા હતા. બહુ પ્રાર્થના કર્યા સિવાય આ મદ્યપાનરૂપી મહા રાક્ષસ મરી જતો નથી.

હું મદ્યપાનનિષેધનું કામ કરવા કરાંચી ગઇ હતી એ વાત ખરી, પણ એ બધો વખત હું એ વાત ભૂલી નહિ ગઇ હતી કે મારૂં મદ્યપાનનિષેધનું કાર્ય એ માત્ર લોકોને ઇસુ ખ્રીસ્ત પાસે ખેંચવામાં સાધનરૂપ છે.

હું ત્યાં મિશન હાઉસમાં હતી ત્યારે એક રવિવારે બપોરના મને ત્યાં જે સ્ત્રીઓ અને કન્યાઓ શિક્ષક થવાને માટે શિક્ષણ લેતી હતી તેમને થોડો બોધ આપવાનું કહેવામાં આવ્યું હતું. ખ્રીસ્તી છોડીઓને આ પ્રમાણે ઉપદેશ કરવો એ મને બહુ ગમતું હોવાથી હું ત્યાં ખુશીથી ગઇ. પ્રાર્થના કર્યાં પછી, અમારી પઠાણકોટની છોકરીઓ જે કાર્ય કરી રહી હતી તે એટલે તેમનું પ્રાર્થના–જીવન, તેમની પ્રાર્થના કરનાર નાની નાની મંડળીઓ, કોઇ ખાસ વિનંતી માટે પ્રાર્થના કરતા તે વિનંતી અને તેના મળેલા જવાબ આ બધું લખી રાખવાની પેલી ચોપડી અને પોતાના જીવનની બધી વાતોમાં ઇસુને પ્રસન્ન રાખવાનો તેમનો ઉત્સાહ વિષે વગેરે, મેં તેમને કહ્યું. તેમની સાથે ફરી પ્રાર્થના કર્યાં પછી હું ગઈ.

હું પઠાણકોટમાં પાછી આવી ત્યાર પછી મને કરાંચીના મિશન-હાઉસમાંથી બે પત્રો મળ્યા હતા. આમાંનો એક ત્યાંની વ્હાલી છોડીઓએ ઉર્દુમાં લખેલો હતો અને બીજો ત્યાંના મિશનરીનો હતો. તે બન્ને વાંચીને મને આનંદાશ્રુ આવ્યાં અને મને ઘણો હર્ષ થયો.

મિશનરીએ આ પ્રમાણે લખેલું હતું :—

" તમે ગયે રવિવારે અમારી ખ્રીસ્તી સ્ત્રીશિક્ષકોને જે બોધ આપ્યો તે ઘણો લાભકારી નીવડયો છે.........

" થોડો વખત થયાં અમારી છોડીઓ એવી તો બેદરકાર બની ગઇ હતી કે અમારે શું કરવું તેની અમને ખબર પડતી નહોતી. તેથી અમે એવાં તો નાહિમ્મત થઇ ગયાં હતાં કે અહિંનો શિક્ષણવર્ગ અમે બંધ કરીને તેને બદલે એક ઉદ્યોગશાળા કાઢી હતી. પણ તમારા બોધથી તેમના મન ઉપર ઘણી અસર થઇ છે અને તે એટલે સુધી કે બીજેજ દિવસે તેમણે પ્રાર્થનાને માટે સભા ચાલુ કરી. તેમની આ પહેલી સભામાં જે છોડી તોફાનમાં તેમની આગેવાન જેવી હતી તેણેજ ઘુટણે પડી એકાવનમું ગીત વાંચીને કામ શરૂ કર્યું છે.

" તેઓ રોજ બે ત્રણ વખત પ્રાર્થનાને માટે મળે છે. પ્રાર્થના અને તેના ઉત્તરની નોંધ રાખવા તેમણે એક ચોપડી પણ રાખી છે. તેઓ પોતાનાં જુનાં પાપો કબુલ કરે છે અને જુના કજીઆ દૂર કરી સલાહસંપથી રહેવા લાગ્યાં છે. ખરેખર, તેમના જીવનમાં એક સારો ફેરફાર થયો છે."

આ કાગળમાંથી આટલું ટાંચણુ અહીં એ બતાવવાને આપેલું છે કે જ્યારે પવિત્ર આત્મા કાર્ય કરે છે ત્યારે કોઇ સંસ્થામાં વ્યવસ્થા રાખવી એ બહુ સહેલું થઇ પડે છે. મેં ૧૪૦૦ માઇલની જે મુસાફરી કરી હતી તે સફળ થઇ હતી એમ મને આ એકજ પત્રથી ખાત્રી થઇ.

આ વર્ષના ઉનાળાના આખરના દિવસોમાં રજપૂતાનાના એક મોટા શહેરમાંથી ત્યાંની ખ્રીસ્તી છોડીઓની શાળામાં તેમજ ત્યાંના લોકોને મદ્યપાનનિષેધના સંબંધમાં વ્યાખ્યાન આપવા માટે મને આમંત્રણુ મળ્યું હતું. આ આમંત્રણુનો સ્વીકાર મેં કર્યો અને સપ્ટેમ્બરની આખરમાં અમારી લાંબી રજા પુરી થયા પહેલાં થોડાજ વખત ઉપર ત્યાં હું જઈ શકી.

ત્યાં મારે વાસ્તે લોકો રાહ જોઇ રહ્યા હતા. અહીં ખ્રીસ્તી લોકોનો મને જે સહવાસ થયો તેથી હું ઘણીજ ખુશી થઈ. અહીંના મિશનરીની ઇચ્છા એવી હતી કે મદ્યપાનનિષેધનું વ્યાખ્યાન મારે અહીંના દેવળમાંજ આપવું. પણુ અમે જો મદ્યપાનના પૂરા નિષેધની વાત કરીશું તો કેટલાક લોકો નહિ આવે એવી મને બીક લાગવાથી આ વ્યાખ્યાનનો વિષય આગળથી જણુાવવામાં આવ્યો નહોતો. મારે દિલગિરી સાથે કહેવું પડે છે કે માફકસર દારૂ પીવામાં કશી હરકત નથી એમ સમજનાર અહિં કેટલાક હતા. તેમને જો એની વિરૂદ્ધ કહેવામાં આવે તો માઠું લાગે તેમ હતું. તોપણુ હું જણાવવાને ખુશી છું કે તે દિવસની દેવળમાં ભરાએલી સભામાં કેટલાક લોકો મદ્યપાનનો પુરો નિષેધ કરવાની તરફેણુમાં થયા હતા.

મારે અહીં એક વાત કહેવી જોઇએ, તે એ છે કે મારી જીંદગીમાં મને એકજ વખત ખ્રીસ્તી શ્રોતાજન આગળ મદ્યપાનનિષેધ વિષે બોલવા દેવામાં આવી નહોતી. આ પંજાબથી ઘણે દૂર હતું. એક ખ્રીસ્તી જુવાન અને તેની સ્ત્રી, જે બન્ને મારાં વિદ્યાર્થીઓ હતાં, તેમણે મને બોલવાનું કહ્યું, પણુ બીજા લોકોએ સાંભળવાની ચોખ્ખી ના પાડી અને તેનું કારણુ એ આપવામાં આવ્યું હતું કે તેમાંનો પ્રત્યેક જણુ દારૂ પીતો હતો. તેમણે મને ન બોલવા માટે જે બહાનું કાઢયું હતું તે એ હતું કે બાઈબલમાં સ્ત્રીઓને જાહેરમાં બોલવાની મનાઇ કરવામાં આવી હતી.

મેં મદ્યપાનનિષેધના વિષય ઉપર ખાનગીમાં ઘણું કહ્યું. મને હજુ આશા છે કે તે મંડળીમાં લોકો દારૂનો પૂર્ણ નિષેધ કરશે.

બીજી સભા બહારના લોકોને માટે ભરવામાં આવી હતી. તે માટે આખા શહેરમાં એવી ખબર આપવામાં આવી હતી કે પંજાબમાંથી આવેલ એક મિશનરી બાઇ છોકરાઓની હાઇસ્કુલના ચોગાનમાં સાંજના પાંચ વાગે વ્યાખ્યાન આપશે.

આ વખતે લોકોની ઠઠ ઘણી જામી હતી અને તેમાં સહુ જાતિના લોકો હતા. આ લોકોને આવવાનું કારણ મદ્યપાનનિષેધના કાર્ય માટેની તેમની લાગણી હોય, કે અહીંના મિશનરીને માટે તેમની માનની લાગણી હોય, કે ગમે તે હોય પણ તેઓ સારી સંખ્યામાં આવ્યા હતા. તેમને આટલી મોટી સંખ્યામાં જોઇને હું પહેલાં તો ગભરાઇ ગઈ. મારી આગળ બેઠેલા મિશનરીઓને મેં ખુબ પ્રાર્થના કરવા કહ્યું કે જેથી મારી બીક દૂર થાય અને ઇશ્વર મારા હસ્તે પોતાનું કાર્ય કરે.

સભા શરૂ થયા પહેલાં મિશનરીઓમાંના એકે કહ્યું કે, "લોકો પોતેજ આજે એક સંસ્થા સ્થાપવાનું વખતે કહેશે. અહીં એક સંસ્થા સ્થાપવાની ઘણી જરૂર છે, પણ તેને માટે લોકો પોતેજ પહેલાં તૈયાર થાય અને તેઓ તે વાત ઉપાડી લે તો વધારે સારૂં."

આવેલા લોકોમાં એક ઉંચો અને સુંદર માણસ આ શહેરના એક મુખ્ય શેઠ તરીકે મને બતાવવામાં આવ્યો હતો. તેના ચહેરા ઉપરથી તે બુદ્ધિવાન હોય એવું ચોકખું દેખાઈ આવતું હતું અને ઇશ્વરે અમારે માટે પંજાબમાં શું શું કર્યું હતું એ મેં જ્યારે તેમને સરળ શબ્દોમાં કહ્યું ત્યારે તે બધું બહુ ધ્યાનપૂર્વક સાંભળતો હતો.

જ્યારે હું બોલવાનું પૂરૂં કરી બેસી ગઈ ત્યારે થોડી પળ ત્યાં શાંતિ થઈ રહી. મારી આજુબાજુ મિશનરીઓ નીચું મ્હોં કરી પ્રાર્થના કરતાં હતાં.

થોડી વાર પછી શ્રોતાજનોમાંથી એક માણસ ઉઠયો, તે પેલો મને બતાવેલો શેઠજ હતો. તેણે કહ્યું કે, "મિત્રો, તમારા મન ઉપર કેવી અસર થઈ છે તેની મને ખબર નથી, પણ મને તો એમ લાગે છે કે આપણે

કંઈક કરવું જોઇએ, અને તે અત્યારેજ કે જ્યારે આપણાં દિલ ઉપર આવી સારી અસર થઈ છે. આ બાઇ પંજાબથી આટલે દૂર આપણને જે વ્યસન આપણા દેશને પાયમાલ કરી નાંખે છે તે વિષે કહેવા આવેલ છે. તેમનું અહીં આવવાનું કારણ બિલકુલ સ્વાર્થ રહિત છે. તો પછી આપણે આ સભા ખલાસ થયા પહેલાં એક મદ્યપાનનિષેધક સંસ્થા ઉભી કરીએ અને તેમ કરી તેમને સંતોષ આપીએ તેમજ આપણા શહેરનું પણ ભલું કરીએ. મારી સાથે તમારામાંના કેટલા એક મત થાય છે ?"

આ પછી ઘણા લોકોએ પોતાના હાથ ઉંચા કર્યાં અને તે જગ્યાના મિશનરીઓ તેમજ ઉત્તર તરફથી આવેલ હું પોતે હિન્દુસ્થાનમાં મદ્ય-પાનનિષેધક સંસ્થાઓમાં એક સંસ્થા વધેલી જોઈ બહુ ખુશી થયાં.

એ બધાની પ્રાર્થના તે રાત્રે એ હતી કે બહાદુર ક્ષત્રિયોની ભૂમિ દારૂ-રૂપી રાક્ષસના હાથમાંથી તદન મુક્ત થાય.

---

## પ્રકરણ પાંચમું.

## હિમાલયમાં.

હું અને અમારી નિશાળની છોડીઓ ઘણી વખત અમારા ધૂળ, ગરમી અને રોગી પ્રદેશમાંથી અમારી નજર ફેરવીને નિર્મળ, ઠંડા અને નિરોગી પર્વતો તરફ નજર નાખતી અને ત્યાં વસેલા અસંખ્ય લોકોને અમારી પ્રાર્થનામાં યાદ કરી ઇશ્વર પાસે એ માગતી હતી કે તે કોઇ પણ રીતે તેમના લગભગ અગમ્ય ઘરોમાં આશાનાં કીરણો નાખે. આ પર્વતો અને તેમાં રહેલા લોકોને હું બહુ ચાહું છું.

આ પર્વતોનો નીચલો પ્રદેશ જ્યાં શરૂ થાય છે ત્યાંજ પઠાણકોટ આવેલું છે, તેથી તે સ્હેજસાજ ઉંચું છે. પણ ત્યાંથી આગળ જતાં જેમાં ગાઢાં વનો છે એવો ઉંચો પ્રદેશ આવતો જાય છે, અને આ પ્રદેશમાં ફક્ત, ધીરજ, સહાનુભૂતિ અને પ્રેમથીજ જીતી શકાય એવા લોકો વસે છે. પણ આ લોકો સમજી શકે એવો તે પ્રેમ હોવો જોઇયે. ખરી વાત તો એ છે કે આખો હિન્દુસ્તાન ઇસુ ખ્રીસ્તને શરણે આવશે તો તે પ્રેમથીજ આવશે.

આ ઉંચા પ્રદેશમાં જેમ જેમ દૂર જતા જઇએ તેમ તેમ મોટા મોટા પર્વતો આવે છે અને તે આખી દુનિયામાં ઉંચામાં ઉંચા છે. તેમના ઉપર સદાય બરફ પ્રકાશ મારતો રહે છે. ત્યાં પણ કેટલાક બહાદુર લોકો રહે છે અને તે ભયંકર પ્રાણીઓ અને તેથી વિશેષ ભયંકર તોફાનોમાં રહી પોતાનો ગુજારો માત્ર કરે છે. આ સખત મહેનતુ પર્વતવાસીઓ માટે મને ઘણું માન છે. તેમનાં ખેતરો નાનાં નાનાં છે, તેમાંનાં કેટલાંક તો ઘણાંજ નાનાં બલ્કે એક એકર પણ નથી. તે લગભગ સીડીની માફક આવી રહેલાં છે. જો બહુ વરસાદ થાય તો તેમનો બધો પાક તણાઇ જવાનો સંભવ હોય છે. વળી તેમાં અનાજ આવે ત્યારે તેને બહુ સંભાળવો પડે છે, નહિ તો તે દિવસે વાંદરા ખાઇ જાય, અને રાત્રે રીંછ ખાઇ જાય તેમ છે. આ લોકોની જીંદગી ગુલામના જેવી એકરૂપ લાગે છે, પણ તેમ છતાં તેમને આ નાનાં કઠણ જમીનમાં આવેલાં સીડી જેવાં ખેતરો અને તેમનાં સાદાં ઘરો બહુ ગમે છે.

તેમને બધાંને હું ચાહું છું તેથી ઈશ્વર મને તેમની પાસે કોઇ કોઇ વખત દોરી જાય છે. ત્યાં મને આરામ મળે છે તેમજ હું તેમની સાથે થોડા સમાગમમાં પણ આવું છું.

એક રવિવારની મજાની સવારે પઠાણકોટમાં હું અમારા નાના દેવળની ઓશરીમાં જ્યાંથી અમે બરફથી ઢંકાએલા પર્વતો જોઇ શકતા હતા ત્યાં સ્ત્રીઓ અને છોડીઓ મારો વર્ગ ચલાવતી હતી ત્યારે બે કદાવર સીખ અમારી આગળ આવ્યા. આ બન્ને જણ પુરૂષો માટેના અમારા એક બાઇબલ વર્ગના તેમજ મદ્યપાનનિષેધક સંસ્થાના સભાસદ હતા. તેઓ ઉતાવળથી આવેલા હતા અને તેમની સાથે એક સારાં વસ્ત્ર પહેરેલો જુવાન સીખ હતો. આ યુવકની ઉમર આશરે સાળેક વર્ષની હશે. પહેલાં તો આ બન્ને શિષ્યોએ અમે કામમાં હતાં ત્યારે આવી રીતે આવવા માટે માફી માગી અને કહ્યું કે, "જ્યારે આ જુવાનની વાત તમે સાંભળશો ત્યારે અમારૂં આવવાનું કારણ તમે બરાબર સમજી શકશો."

આ પછી તે જુવાન આગળ આવ્યો. તે પાતળો અને સુંદર દેખાવનો હતો, અને તેણે રેશમનાં અને મલમલનાં વસ્ત્ર પહેર્યાં હતાં.

તેણે મને બહુ વિવેકથી સલામ કરીને કહ્યું કે, મિસ સાહેબ, હું "લાહોરથી પર્વતમાં આવેલા ૭૫ માઇલ દૂર એક ગામમાં મારે ઘેર પાછો જાઉં છું. મારી ગાડી અને ગાડીનો હાંકનાર જવા માટે રસ્તામાં અધીરા થઇને ઉભા છે. પણ મારે તમને અરજ કરવાની છે, અને મને આશા છે કે તે અરજ તમે સ્વીકાર્યા વગર રહેશો નહિ. હું ઘેર જતાં પહેલાં મદ્યપાન-નિષેધનું વ્રત લેવા ઇચ્છું છું. જે દેશી રાજ્યમાં હું રહું છું ત્યાં મારો બાપ મુખ્ય એન્જીનીયર છે, અને ત્યાં તે અને બીજા લગભગ બધા અમલદારો થોડો કે વધારે દારૂ પીનાર હોવાથી મને પોતાને માટે જોખમ લાગે છે. મારે આ પાપી ટેવના ભોગ થવું નથી. મેં આ બે ભાઇઓ પાસેથી તમારા મદ્યપાનનિષેધના કાર્ય વિષે કેટલુંક સાંભળ્યું છે અને તેથી મને અહીં આવવાની અને આ સંસ્થાના સભાસદ થવાની હિમ્મત આવી છે, અને મને ખાત્રી છે કે તમે મને સભાસદ કરશોજ. આ વ્રત લીધા પછી મને કોઇ દારૂ પીવાનું કહેશે તો હું તેને તુરતજ કહી શકું કે, 'મેં પઠાણકોટમાં મિસ સાહેબની હાજરીમાં દારૂ ન પીવા માટે ઇશ્વર આગળ સોગન લીધા છે' અને તે પ્રમાણે હું દારૂથી દૂર રહી શકીશ."

આ યુવક પોતે આવો સરલ અને ઉત્સાહી હતો તેથી મને તે બહુ પ્રિય લાગ્યો. તેને કેટલું જોખમ ખેડવાનું હતું તે હું અહિં જણાવી શકતી નથી તો પણ હું બરાબર સમજી શકી. પણ અમારી સંસ્થાનો એક નિયમ એવો હતો કે જે કોઇ તેની સાથે જોડાવા માગતા હોય તેમણે ઘણા સાક્ષીઓની આગળ ખુલ્લી સભામાં વ્રત લેવું જોઇએ. પણ હવે આ સ્થિતિમાં મારે શું કરવું?

એટલામાં મારી આ મુસ્કલી જોઇને અમારા બે સીખ ભાઇઓમાંનો એક બોલી ઉઠયો, "મિસ સાહેબ, આપણામાંના છ કે સાતને અહીં જલદી બોલાવી લાવીએ અને તેમની હાજરીમાં આ નાના ભાઇ જે વ્રત લેવા આટલા બધા ઉત્સાહી છે તેમને તેઓની સમક્ષ વ્રત લેવરાવીએ તો તે શું નહિ ચાલે?"

મેં નક્કી કર્યું કે તે બસ થશે અને તુરત મારા વર્ગમાંથી રજા લઇને હું મારે ઘેર ગઇ અને જ્યાં સહુ કોઇ ગમે તે વખતે આવી શકે ત્યાં મારા બેઠકના ઓરડામાં પેલા યુવક સીખે દારૂથી તદન દૂર રહેવાનું વ્રત લીધું.

ત્યાર પછી મારો ઉપકાર માનીને તે તેની ગાડીમાં ગયો અને થોડીવારમાં પર્વત પર જતા લાંબા ધોળા રસ્તા પર અદૃશ્ય થઇ ગયો.

આવી વિનંતી અમારી આગળ વખતોવખત આવ્યા કરતી હતી. એક વખત એક બીજા દેશી રાજ્યમાંથી એક અમલદાર આવ્યો. તેણે સલામતી દાખલ વ્રત લીધું અને પાછો ચાલતો થયો.

વળી એક વખત એક દૂર શહેરના જકાતખાતાના એક હિન્દુ અમલદારે મારા બેઠકના ઓરડામાં કેટલાક સાક્ષીઓની હાજરીમાં વ્રત લીધું.

મારી મોટી ઇચ્છા છે કે હિન્દુસ્તાનના લોકો આ બાબતે કેટલો ઉત્સાહ ધરાવે છે તે અમેરિકાના લોકો જાણે. જો આ લોકોને આ બાબતમાં મત–સ્વાતંત્ર્ય આપવામાં આવે તો મને ખાત્રી છે કે તેઓનો દેશ દુનિયાના દારૂ વગરના દેશોમાં જોડાયા વગર રહે નહિ. આ વાતમાં તેઓ એટલા બધા ઉત્સાહી છે કે જ્યારે તેમને દારૂ તદ્દન બંધ કરેલા અમેરિકામાંના પ્રાંતો ધોળા અને બંદી વગરના કાળા રંગમાં એવા જુદા જુદા પ્રાંતો નકશા પર બતાવવામાં આવે છે ત્યારે તેમાં તેમને બહુ રસ પડે છે. એક દિવસે એક માણસે અમેરિકાના નકશામાં પેન્સિલવેનીઆ સંસ્થાન આવા મોટા કાળા ડાઘવાળું જોઇને કહ્યું કે "એ આખો કાળો કેમ છે, અને તેમાં ધોળા ભાગ કેમ દેખાતા નથી?"

જાહેર સભાઓમાં કેન્જસ જેવા દારૂ વગરના પ્રાંતનું નામ દેતાં-માંજ તાળીઓનો પોકાર પડે છે. કોઇ દેશ કે પ્રાંતમાંથી આખી દુનિયાને પહોંચી વળે એવી સુવાસ નીકળે એથી બીજું શું વધારે જોઇએ છે!

મને પેલા પર્વત ઉપરના સીખ યુવકનો ઉત્સાહી ચહેરો વારંવાર યાદ આવતો અને જ્યારે ઉનાળામાં ચારેક અઠવાડીઆં માટે જે પર્વતની ખીણમાં તે રહેતો હતો ત્યાં જવાને માટે મેં અને મારી બેને નક્કી કર્યું ત્યારે મને ઘણી ખુશી થઇ. એ બે દિવસનો રસ્તો હતો, અને ત્યાં જતાં લગભગ પંચાવન માઇલ સુધી ઘોડાના ટપ્પામાં જવાનું હતું, (આ ઘોડાઓ દર પાંચ માઇલે બદલાતા હતા) અને ત્યાર પછી વીસેક માઇલ અમારે પાલખીમાં જવાનું હતું.

આ ગામ પહેલાં રસ્તે વળતાં દેખાય છે અને જ્યાંથી તે આવી રીતે દેખાય છે ત્યાંથી તે પાંચ માઇલ દૂર છે અને ત્રણ હજાર ફીટ ઉંચે છે. તેની આજુબાજુ ઉંચી ટેકરીઓ આવેલી છે અને તે તેના તડકામાં પ્રકાશ મારતા મહેલ અને બીજાં મકાનો સહિત જાણે એક મોટા લીલા પત્થરના પ્યાલામાં એક જવાહીર પડયું હોય તેની માફક આપણને તે દૂરથી દેખાય છે.

તે રાત્રે અવાજ કરતી રાવી નદીને કાંઠે મુસાફરખાનામાં અમને જે નાનો ઓરડો આપવામાં આવ્યો હતો તેની દિવાલો પર ધૂળ હતી છતાં અમને તેમાં એવો આરામ મળ્યો કે એવો અમને ભાગ્યેજ મળ્યો હશે; આનું કારણ એ હતું કે અમે બહુજ થાકી ગયાં હતાં.

આ ગામમાં અમે આવ્યા પછી બીજે દિવસે પેલો "છોકરો" પોતાની સાથે એક મિત્રને લઇને અમને મળવા આવ્યો હતો. તેઓ જ્યારે અમારી પાસેથી જવા નીકળ્યા ત્યારે તેણે હળવેથી મને કહ્યું કે તેના બાપે દારૂ પીવો છોડી દીધો હતો.

અમને મળવા બીજા લોકો પણ આવ્યા અને લોકોમાં એવી વાત થવા લાગી કે આ નાના ગામમાં એક મદ્યપાનનિષેધક સસ્થા ઉભી થવાની હતી અને તે મારા અહીં રહેવાના વખત દરમ્યાન થવાનું હતું. પણ આ બની શકે ત્યાર પહેલાં ઘણું કામ કરવાનું હતું, કારણ કે આ એક દેશી રાજ્ય હતું અને ત્યાંના રાજા સાહેબની મર્જી પ્રમાણે કામ ચાલતું હતું તોપણ ખરૂં કહેતાં એમ કહેવું પડશે કે અહીંના રાજા સાહેબ આખા હિન્દુસ્તાનના આગળ પડનાર રાજાઓમાંના એક છે અને જે બ્રિટિશ સરકારના રક્ષણ તળે તે રાજ્ય કરે છે તે સરકારને પણ તેને માટે સારૂં માન છે.

પણ આ રાજ્યમાં કંઈ પણ કરવા માટે અથવા કોઇ પણ સભા ભરવા માટે તેની પરવાનગી પહેલાં લેવી પડતી હતી. વળી એ વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે કે અહીં ખ્રીસ્તીઓ સિવાય બીજા કોઈ ખુલ્લી રીતે ગામની બજારમાં ઉપદેશ આપી શકતા નહોતા. બધી ગોઠવણ કરવા માટે અમને લગભગ બે અઠવાડિયાં લાગ્યાં.

મારા અહીં આવ્યા પછી તરતજ મેં અહીંના રાજા સાહેબ ઉપર એક પત્ર મોકલ્યો અને તેમાં જણાવ્યું કે મદ્યપાનનિષેધના કાર્યમાં હું ભાગ લેતી હતી અને આ ગામમાં તેની એક સંસ્થા સ્થાપવાને માટે મારે તેમની પરવાનગી જોઇતી હતી. આનો એક વિવેકભર્યો જવાબ તરતજ આવ્યો અને તેમાં જણાવવામાં આવ્યું હતું કે મારી આ ઇચ્છાની સામે કંઇ વાંધો લેવા જેવું નહોતું; હું કઇ રીતે કામ કરવાની હતી એ મને પૂછવામાં આવ્યું હતું કે જેથી તે પોતે મને મારા કાર્યમાં મદદ કરી શકે. આ પછી તેમનો પાટવી કુમાર પોતાના બે સંઘાથીઓ સાથે અમને મળવા અમારા મુસાફરખાનામાં આવ્યો હતો. દારૂ પીવાના સંબંધમાં તેનો જે વિચાર હતો તે તેણે મને એકદમ જણાવ્યો. કારણ કે તેના મનમાં એવી બીક હતી કે હું તેને દારૂ ન પીવાના સંબંધમાં કંઇક કહું અને પછી તેને જવાબ આપવો ભારે થઈ પડે. આ બધું જોઇને મને જરા હસવું આવ્યું. અમે એકબીજાને મળતાંજ તેણે કહ્યું, "મિસ સાહેબ, હું દિલગીર છું, પણ હું તમારું વ્રત લઇ શકતો નથી."

તેની આવી ઉતાવળ જોઇને હું જરા હસી, પણ પછી મેં ગંભીરતાથી કહ્યું કે, "હું દિલગીર છું કે આપ આ વાતમાં મને સાથ કરી શકશો નહિ. તમારા જેવા જુવાનો પર ઘણી જવાબદારી રહી છે અને આવાની આ કાર્યમાં ખાસ જરૂર છે."

તેણે કહ્યું, "ઓ મિસ સાહેબ, મારાથી તે બની શકે તેમ નથી. તમે તે વાત સમજતાં નથી. મારે યુરોપિયન લોકોમાં હળવુંમળવું પડે છે. જ્યારે અમારી ક્લબમાં અંગ્રેજ અમલદારો આવે ત્યારે મારે તેમની સાથે દારૂ પીવોજ જોઇએ."

મને ખબર હતી કે જો આ પાટવી કુમાર તેની દારૂ પીવાની ટેવ છોડી દે તો તેનું આખું કુટુંબ તેમજ તેના રાજ્યની રૈયત બહુ ખુશી થાય તેમ હતું. બધા રાજા, મહારાજાઓ તેમજ બીજા સર્વ અમલદાર, "હજાર દલીલ કરવા કરતાં એક અનુકરણીય ઉદાહરણ બતાવવું એ વધારે સારું છે" એટલું સમજે તો કેવું સારું! સારૂં થયું કે હું તેને પંચમ જ્યોર્જ શહેનશાહનો દાખલો આપી શકી.

ત્યાર પછી અહિંના રાજા સાહેબ પોતે મદ્યપાનનિષેધની સભાના સંબંધમાં વાત કરવા આવ્યા હતા. મને તે બહુ માયાળુ અને સહાનુભૂતિવાળા લાગ્યા. તેમની સાહ્ય અને લાગણી માટે તેમનો ઉપકાર માન્યા પછી મેં તેમને ઓગસ્ટની ૨૧મી તારીખે અમારી જે સભા ભરાવાની હતી તેના પ્રમુખ થવા માટે કહ્યું. જવાબમાં તેમણે કહ્યું કે, "મિસ સાહેબ, તમારી મને માન આપવાની આ ઈચ્છા માટે હું, તમારો ઉપકાર માનું છું. પણ મને લાગે છે કે મારે એ માન ઘટતો નથી, કારણ કે હું બહુ દારૂ પીતો નથી તેમજ તેથી તદન દૂર છું એમ પણ નથી. હું કોઈ કોઈ વખતે દારૂ પીઉં છું અને મને એમ લાગે છે કે જે પ્રમુખ થાય તે દારૂ બિલકુલ ન પીનાર હોવો જોઇએ." તેમનું કહેવું ખરૂં હતું.

ત્યારે મેં કહ્યું કે "આપ મહેરબાની કરીને કોઇને પ્રમુખ તરીકે નીમશો?" આના જવાબમાં તેમણે જરા પણ આનાકાની કર્યાં વગર એકદમ તે રાજ્યના એક મોટા અમલદારનું નામ આપ્યું. આ માણસ આ કામને માટે બધી રીતે યોગ્ય હતો, કારણકે તે દારૂ પીતો નહોતો તેમજ દારૂની ભુંડી ટેવનો તિરસ્કાર કરવામાં તે બિલકુલ નીડર હતો.

રાજા સાહેબે કહ્યું કે "હું તેને તમારી આગળ આવવાનું કહીશ, પછી તમે બન્ને મળીને બધી ગોઠવણ કરજો."

તેઓ જ્યારે જવા નીકળ્યા ત્યારે મેં કહ્યું કે મને જો કંઇ જરૂર પડશે તો હું તમારી કચેરીમાં આવીશ. આના જવાબમાં તેમણે કહ્યું કે, "તમે આવી તસ્દી લો તે મને યોગ્ય લાગતું નથી. મને જરા લખી જણાવજો, એટલે હું પોતે તમને મળવા આવીશ."

આ રાજા બહુ ઉદ્યોગી હતો તેમ છતાં તેમણે આવો વિવેક બતાવ્યો.

બીજે દિવસે જે હિન્દુ અમલદારને રાજા સાહેબે અમારી મદ્યપાનનિષેધક સભાના પ્રમુખ તરીકે નીમ્યો હતો તે અમને મળવા આવ્યો, અને તેની સાથે અમે બધી ગોઠવણ કરી લીધી. છેલ્લે દિવસે સભાને માટે અમારી પસંદ કરેલી જગ્યા—જે મહેલમાંના ચોગાનમાં આવેલ ઘાસવાળા મેદાનને નીચલે છેડે હતી તે—બદલીને તેને માટે મેદાનનો પલો છેડો પસંદ કરવામાં આવ્યો હતો. આમ કરવાનું કારણ રાજા

સાહેબનીજ ઇચ્છા હતી. કારણ કે આ છેડો તેમના મહેલની સામે હતો અને તેથી મહેલમાંની રાણીઓ વગેરે તે જોઈ શકે તેમ હતું.

આ પર્વત પરનું નાનું ગામ આ રાત્રે ઘણું સુંદર દેખાતું હતું. આખા હિન્દુસ્તાનમાં આ ગામના જેવાં સુંદર સ્થાન બહુ થોડાં હશે, કારણ કે એ રાવી નદીને કાંઠે સારી રીતે બાંધેલું છે અને તેની આજુબાજુ ઉંચા પર્વતો આવેલા છે. મહેલની આગળ અને રાજ્યની બધી કચેરીઓ આગળ એક વિશાળ મેદાન આવેલું છે. આ મેદાનની બહુ સારી સંભાળ લેવામાં આવે છે અને એ મેદાનમાં આવેલ મખમલ જેવા ઘાસ ઉપર સહુને ચાલવા કે બેસવા માટે પૂરી છૂટ છે એ આપણને આશ્ચર્યકારક જણાશે. ત્યાં નાનાં બાળકો આખો દિવસ રમ્યાં કરે છે અને ચોકીદાર પોલીસો તેમને ત્યાંથી કાઢી મૂકતા નથી. એ પર્વતમાંના ગામના છોકરાઓ ખરેખર જોવા લાયક છે, કારણ કે એવા સુંદર છોકરાં તો આ પૃથ્વી ઉપર ભાગ્યેજ કોઇ ઠેકાણે હશે.

આ ગામમાં વીજળીની બત્તી છે. પણ તે રાત્રે બધા લોકો ખુલ્લા મેદાનમાં આ સભામાં આવ્યા ત્યારે પૂર્ણિમાનો ચંદ્ર બરફથી ઢંકાયલા શિખરની પાછળથી નીકળી તેમના ઉપર એવા પ્રકાશથી પ્રકાશી રહ્યો હતો કે બીજા પ્રકાશની જરૂર નહોતી.

લાહોરના "ટ્રિબ્યુન" પત્રમાં આ સભાનો હેવાલ એક હિન્દી ખબરપત્રીએ આપ્યો હતો અને તેમાંનો થોડો હું અહિં વચ્ચે થોડી ટીકા સહિત ઉતારૂં છું.

"૨૧મી ઓગસ્ટે આ પર્વતમાં આવેલા રાજ્યમાં મહારાજા સાહેબના મહેલની સામેના પ્રસિદ્ધ ચોગાનમાં એક મોટી સભા ભરવામાં આવી હતી. આ સભામાં બધા મુલકી અને લશ્કરી અમલદારો, વ્યાપારીઓ, અને શહેરના બધા જાણીતા માણસો હાજર હતા તેમજ ગામનો લગભગ પ્રત્યેક માણસ ત્યાં હતો.

"મહારાજા સાહેબ અને તેમના બે કુમારો પણ આ સભામાં પધાર્યાં હતા."



રાજમહેલનો એક ભાગ.

બક્ષી પ્રમ દયાળ આ સભાના પ્રમુખ હતા. તેમણે શરૂઆતમાં એક સારૂં વ્યાખ્યાન આપ્યું અને કેફી વસ્તુઓથી શું શું નુકશાન થાય છે તે શ્રોતાજનને બહુ સારી રીતે સમજાવ્યું, અને પોતે જે કહ્યું તેના સમર્થન માટે હોશિયાર ડાકટરોના મત તેમજ જુદા જુદા ધર્મોના આચાર્યો અને સંસ્થાપકોના મત જણાવ્યા હતા.

"લાલા નંદલાલે એક અસરકારક ભાષણ કર્યું અને તેમાં તેણે કેફી વસ્તુઓથી હિન્દી ઘરોમાં શું શું નુકશાન થાય છે તે બહુ સારી રીતે જણાવ્યું. અહિંના રાજા સાહેબ મદ્યપાનનિષેધના પ્રશ્નમાં અને પોતાની પ્રજા માટે ભલા કામમાં બહુ ભાગ લે છે તે માટે તેમણે ઘણો સંતોષ બતાવ્યો.

"મિસ કેમ્પબેલે એક ઘણું અસરકારક ટુંકું ભાષણ કર્યું અને સરદાર સોહન સીંઘે બાયસ્કોપનો તમાસો બતાવ્યો, તે લગભગ એક કલાક ચાલ્યો. [ પર્વત ઉપરના આ ગામમાં પહેલીજ વખત બાયસ્કોપનો તમાસો જોવામાં આવ્યો હતો. પશ્ચિમમાં દારૂ પીવાથી શી શી હાનિ થાય છે તે બધું લોકોએ બહુ ધ્યાનપૂર્વક જોયું હતું. ]

"મહારાજા સાહેબની ખાસ ઇચ્છાથી એજ વખતે એક મદ્યપાનનિષેધક સંસ્થા સ્થપાઇ હતી.

"સ્ટેટ એન્જીનીયરે (આ પઠાણકોટમાં વ્રત લેનાર પહેલા જુવાનનો બાપ હતો) ઉભા થઇને મહારાજા સાહેબ અને રાજ્ય તરફથી મદ્યપાનનિષેધના કામ કરનારાઓનો ઉપકાર માન્યો. આખરે મહારાજા સાહેબે મિસ કેમ્પબેલનો અને લાલા નંદલાલનો ઉપકાર માની આ સભા સારી નીવડી તે માટે ઘણી ખુશી બતાવી. અને સૌને આ નવી સંસ્થાને દરેક રીતે સાહ્ય કરવાનું કહ્યું.

"આ સભાથી લોકો ઉપર સારી અસર થઇ હતી. બીજે દિવસે સવારે મદ્યપાનનિષેધનાં ગીત ઘેર ઘેર ગવાતાં હતાં."

જે હિન્દુ સુધારક અમૃતસરથી આટલે દૂર આવેલ હતા તેને વિષે મારે અહિં થોડું કહેવું જોઇએ. મેં તેમને આ પર્વતના ગામમાં આવી બાયસ્કોપનો તમાસો દેખાડવાનું લખ્યું ત્યારે તેમણે તુરતજ હાનો સંદેશો

તારથી મોકલ્યો, જોકે રસ્તો ઘણો લાંબો હતો, ઋતુ વરસાદની હતી, રસ્તા ખોખરાબ હતા અને તેનું ભાડું આપવાનું મેં બિલકુલ લખ્યું નહોતું.

જ્યારે તે ૨૧મી સાંજે આ ગામમાં બહુ મોડા આવ્યા ત્યારે તે થાકીને લોથ થઈ ગયા હતા, કારણકે તેમણે પર્વત ઉપર બહુ મુસાફરી કરેલી નહોતી. પણ તેમના આત્મામાં કેટલી હિમ્મત હતી તે તેમના આ પછીથી લખેલા કાગળ ઉપરથી સમજાશે.

"મારા એક ઘોડાનો પગ લુલો થયો હતો એ માટે મારી મુસાફરીના છેલ્લા છ માઇલ મારે ચાલવું પડયું હતું. મારાં હાડકાં બધાં ખડખડી રહ્યાં હતાં. પણ ઇશ્વરનો ઉપકાર માનો કે આપણું કામ તેની કૃપાથી ફતેહમંદ થયું છે અને હું બહુ ખુશી છું."

ખરેખર! પગાર વગર મદ્યપાનનિષેધનું કામ કરનાર આ ભાઇના ઉત્સાહનો બદલો ઇશ્વર તેના દેશને દારૂમાંથી મુક્ત કરીને આપશે.

આ સુંદર ગામ અમે છોડયું ત્યાર પહેલાં થોડી વાર ઉપર એક અસાધારણ માણસ અમારી મુલાકાતે આવ્યો. એક દિવસે સવારે એક સીખ જે અમારી સાથે આ મુસાફરીમાં મદ્યપાનનિષેધનું કામ કરવા તેમજ પર્વતવાસીઓને ઇસુના પ્રેમ વિષે કહેવા આવેલો હતો તે મારી બેન અને હું મેડીની ઓશરીમાં ઉપર ચા પીતાં બેઠાં હતાં ત્યાં આવ્યો. કોઇએક બ્રાહ્મણ નીચે અમને મળવા આવેલો છે એમ તેણે અમને કહ્યું.

મેં કહ્યું કે "નાથાસીંઘ, તમારી ભૂલ થતી હશે. કદાચિત્ તે ભાઇને પેલા બીજા ઓરડામાં આવેલ યુરોપીઅન બાઈ, જેણે હિન્દુ ધર્મ ગ્રહણ કર્યો છે, તેને મળવું હશે."

નાથાસીંઘે ભાર દઇને કહ્યું કે, "તેમણે ચોકખેચોકખું કહ્યું છે કે તે તમનેજ એટલે પઠાણકોટમાંથી આવેલ મદ્યપાનનિષેધનું કામ કરનાર બાઇને મળવા માગે છે." નાથાસીંઘ પેલી યુરોપીયન બાઇ ઉપર વહેમની નજરે જોતો હતો અને તેથી તે એકદમ તેમનું કામ કરવા ખુશી થાય તેમ નહોતો.

મેં જવાબ આપ્યો, "ઠીક, હું આ આવી." હું નીચે ગઈ ત્યારે મેં એક ઉંચો આધેડ વયનો માણસ જોયો. આ માણસનો ચહેરો દિલ-

ગીરી ભરેલો અને થાકેલો દેખાતો હતો અને તે દ્રાક્ષવેલથી ઢંકાયેલ પરસાળમાં ઉભો હતો. મેં તેને અંદર આવવાનું કહ્યું એટલે તે અંદર આવ્યો અને મને ગંભીરતાથી સલામ કરીને પછી મને થોડાં ફૂલ આપીને પોતાની વાત શરૂ કરી.

તેમણે કહ્યું: "મિસ સાહેબ, મને લાગે છે કે ઇશ્વિરે તમને અહીં મારેજ માટે મોકલેલાં છે. હું બ્રાહ્મણ છું, પણ બહુ પાપી છું. પેલી રાત્રે ચાંદનીમાં ચોગાનમાં બેઠાં બેઠાં મેં તમારી અને બીજાઓની મદ્યપાન વિષે વાત સાંભળી ત્યારે મને એ બધું બરાબર સાચું લાગતું હતું. ઘણાં વર્ષ થયાં હું દારૂ પીતો આવ્યો છું અને તેમાં મે મારી ઘણી દોલત ગુમાવી નાખી છે. હું અહીંનો રાજવૈદ્ય છું અને અમારૂં કુટુંબ આ રાજ્યમાં બસો વર્ષ થયાં વૈદકનું કામ કરતું આવ્યું છે. મને દારૂની ટેવ પડી ત્યાર પહેલાં હું મારૂં વૈદકનું કામ કેવી સારી રીતે કરતો હતો તે અહીં સૌ કોઈ જાણે છે. અરે! હું ખરેખર દુઃખી છું અને મેં મારૂં જીવન વ્યર્થ ગુમાવી મારા કુટુંબનું સુખ પણ ગુમાવ્યું છે! અહીંના રાજા સાહેબે મને ફરી ફરીને દારૂ છોડી દેવાનું કહ્યું છે, પણ મેં તે પ્રમાણે કર્યું નહિ. પેલી મદ્યપાનનિષેધક સભાના બીજેજ દિવસે હું તમારી પાસે આવવા ઇચ્છતો હતો, પણ મેં એવો વિચાર કર્યો કે પહેલાં હું દારૂથી દૂર રહેવાનો પ્રયત્ન કરૂં, અને આજે દશ દિવસ થયાં મેં દારૂ પીધો નથી. હવે હું વ્રત લેવા આવ્યો છું"

આ બ્રાહ્મણની દીનતા જોઇને મારૂં હૃદય પિગળી ગયું. તેણે પોતાના જીવનની વાત એવી રીતે કબૂલ કરી હતી કે એવી થોડાજ માણસો અને ખાસ કરી બ્રાહ્મણ જેવી ઉચ્ચ અને ધાર્મિક કોમના માણસો કરે. આ વાત શબ્દેશબ્દ ખરી હતી તેની મને પાછળથી ખબર પડી હતી.

તેના દિલગીરીભરેલા ચહેરા સામું જોઇને અને તેના નિષ્ફળ જીવનની વાત સાંભળીને મને લાગ્યું કે આ માણસ પોતાના સામર્થ્ય પર આધાર રાખી શકે તેમ નહોતું અને તેથી મેં તેને ઇસુ ખ્રીસ્તને શરણે આવવા કહ્યું. તેણે મારી વાત ધ્યાનથી સાંભળી. તેણે આવું ઘણી વાર સાંભળ્યું હતું, એને હિન્દુસ્તાનની ઉચ્ચ કોમનાં ઘણાં માણસો કહે છે તેમ તેણે કહ્યું કે ન્યાતિના સંઘમાંથી નીકળવું એ તેને માટે બહુ મુશ્કેલ હતું. તેણે વ્રત લીધું અને જે દિવસે અમે નીચે જવા નીકળ્યા ત્યારે તે અમારી

સાથે પેલું સુંદર ચોગાન ઓળંગીને દરવાજાની બહાર ઉંચા અને પત્થરવાળા રસ્તા પર રાવી નદી ઉપર ઝુલતો પુલ છે ત્યાં સુધી દૂર આવ્યો અને પછી પોતાની આંસુસહિત આંખે અમને સલામ કરી અને તેને ભૂલી ન જવા માટે અમને કહ્યું.

કેટલાક વખત સુધી મને આ ગામમાંથી કોઇ કોઇ વખત આ વૈદ્ય રાધા કિશન પોતાનું વ્રત બરાબર પાળે છે એવી ખબર આવતી હતી. રાજા સાહેબે તેને પાછો રાજવૈદ્ય તરીકે કામે લગાડ્યો હતો. ત્યાર પછી એક દિવસે આ ગામમાં રહેતા ડાક્ટર મિશનરીએ મને આ પ્રમાણે લખ્યું :—

"આપણો મિત્ર રાધા કિશન ગુજરી ગયો છે. એક દિવસે તેણે લલચાઇને દારૂ પીધો અને પછી તે ઉંચેથી પડવાથી તેને એટલું વાગ્યું કે તે મરી ગયો!"

જાણે મારો પોતાનો ભાઈ ગુજરી ગયો હોય તેમ હું બહુજ રડી એમ કહેવામાં મને કંઇ શરમ નથી લાગતી. મને હજુ તેનો દુઃખી ચહેરો યાદ આવે છે અને તેની મદદ માટેની બુમ મારા કાનમાં રમ્યા કરે છે. તે બિચારાએ પોતાથી બનતું કર્યું હતું અને જો તેના માર્ગમાં પ્રલોભન—પરીક્ષણ—આવ્યું ન હોત તો તેની આ દશા થાત નહિ.

આપણુ સહુ ખ્રીસ્તીઓની—જેઓ એમ કહીએ છીએ કે આપણે પ્રભુ ઇસુ ખ્રીસ્તને ચાહીએ છીએ તેમની—એશિયાવાસી લોકો આગળથી આવી લાલચ દૂર કરવાની કેટલી મોટી ફરજ છે! ખરેખર, એશિયાના અને હિન્દુસ્તાનના લોકો પ્રત્યે આપણે ઘણી. વધારે સારી વર્તણુક બતાવવી જોઈએ.

બીજી પાનખરઋતુમાં અમારી રજાનાં પાંચ અઠવાડીઆં મારે ક્યાં ગાળવાં તે વિષે હું પ્રાર્થના કરતી હતી ત્યારે પઠાણકોટથી ૭૦ માઇલ દૂર પર્વતના બીજા એક પ્રદેશમાં અમારૂં જવાનું નક્કી થયું. જ્યાં અમે ગયે વર્ષે ગયાં હતાં તેની પૂર્વે આ જગ્યા આવેલી હતી. અહિં એક માયાળુ યૂરોપીઅન અમલદારે પાઈનના વનમાંના ગામમાં આવેલ પોતાનો બંગલો મને અને મારી બેનને વાપરવા માટે આપ્યો હતો. આ બંગલામાં ૬ મોટા ઓરડાઓ અને તેની આસપાસ એક બગીચો હતો.

અહિં મારે પુલાદના સંબંધમાં થોડું કહેવું જોઇએ. આ બંગલામાં પાણી ભરનારનો એક સાથી હતો. તેણે નીચેથી આવેલા મીઠા પાણીના ઝરામાંથી બે ત્રણ ગાગર પાણી રોજ લઇ આવવાની પોતામાં શક્તિ નથી એમ જણાવ્યું. તેથી પુલાદ નામનો એક દશ બાર વર્ષનો છોકરો જે કામની શોધમાં અમારા બંગલા આગળ રખડયા કરતો હતો, તેને તે કામ માટે રાખવામાં આવ્યો. અને આ સ્થિતિમાં ઘણી વાર બને છે તેમ અહિંના કામનો મોટો ભાગ તેને માથે આવી પડયો હતો. તેને પાણી લાવવાને માટે રાખવામાં આવ્યો તેને બીજેજ દિવસે તે અમારી પ્રાર્થનામાં વખતસર આવ્યો હતો.

આ છોકરો શરીરે મજબુત હતો તે જોઈ મને આનંદ થતો હતો. હિન્દુસ્તાનનાં છોકરાંઓનો મોટો ભાગ એટલો દુબળ છે કે તે જોઇને આપણને ખરેખર દયા આવે. એ જોઇને મને નિરંતર દુઃખ થાય છે.

આ છોકરાને મેં તેની હકીકત પુછવા માંડી ત્યારે બીજા પણ પાસે આવ્યા હતા.

"તારૂં નામ શું છે?"

"પુલાદ."

"પુલાદ, તું કોને ભજે છે?"

"ઇશ્વરને," તેણે જવાબ આપ્યો.

"તારી સમજ પ્રમાણે કેટલા દેવ છે?"

તેણે સ્હેજવાર ગુંચવાડામાં પડી જઈ કહ્યું કે "મને ખબર નથી."

"તું એમાંથી કોને ભજે છે?"

ત્યારે તેણે તરતજ જવાબ આપ્યો, "ઇસા મસીહને."

આ વખતે મને બહુ નવાઇ લાગી એ કહેવાની જરૂર નથી.

મેં કહ્યું "પુલાદ, ઈસા મસીહને ભજવાનું તને કોણે કહ્યું?"

"પીરુએ—તમારી સાથે જે ગોપાલુ રહે છે તેના ભાઇએ."

હવે હું સમજી. ગઈ નાતાલના એક સુપ્રભાતે પંજાબનો એક મિશનરી જે સ્તુતિનો પ્રેરિત કહેવાય છે તે અને હું, કાંગરા નામનાં પુરાણા પર્વત ઉપરના ગામમાંથી, કેટલીક સુવાર્તાના પ્રચારની સભાઓ-

માં ભાગ લઈ પાછાં આવતાં હતાં તે હવે યાદ આવ્યું. અમે ટાંગામાં હતાં અને દર થોડા માઈલે અમારા ઘોડાઓ બદલાતા હતા તેથી અમે પઠાણકોટ જવાનો ચાળીસ માઈલનો રસ્તો જલદીથી પુરો કર્યો, પણ અમે જલદીથી જતાં હતાં તોપણ મારી સાથેના ભક્ત મિશનરી રસ્તા ઉપર જે કોઈ પુરૂષ કે સ્ત્રી કે બાળક અમને ભેટતું તે સર્વને તે પોતાનો પ્રેમનો સંદેશો આપતો જતો હતો. આ વાત ન માની શકાય એમ છે પણ મેં નજરે જોઇ છે. અમારા માર્ગમાં અમને એક વખત એક જુવાન હિન્દુ મળ્યો. તેનો ચહેરો પરિચિત હતો અને તેથી મેં એકદમ કહ્યું :—

"અરે, એ તો ગોપાલુનો ભાઈ છે. એને તમારો સંદેશો આપો."

મારા હાસ્યથી ઉત્તેજિત થઇને તે જુવાને દોડતાં અમારી ઘોડાગાડી પકડી પાડી. અમે તેને ટાંગા ઉપર ચઢી બેસવાની નિશાની કરી એટલે તે એકદમ નીચેના પાટીઆ ઉપર ચઢી બેઠો અને ટાંગાને તેણે પકડી રાખ્યો. આ વખતે પેલા પાદરીએ પોતાનો હાથ તેના ખભા ઉપર મૂકીને કહ્યું "બેટા, હું તને કહું તે તું ધ્યાનથી સાંભળ." પછી તેણે તે પીથુને પ્રેરાયેલી જેવી વાણી થીઈસુ ખ્રીસ્તની વાત કહી. તેને ઝાઝો વખત નહોતો, કારણ કે અમારો ટાંગાવાળો અમારા આ પાદરીના રસ્તે ચાલતા માણસોને આવી રીતે મફત બેસાડવાના કાર્યથી નારાજ હતો.

પીથુ નીચે ઉતર્યો ત્યારે આ પાદરીએ કહ્યું કે, "હવે તું મુક્તિનો માર્ગ જાણે છે. ઈસુ મસીહનું નામ યાદ રાખજે." આવી રીતે આઠ મહિના પહેલાં થએલી આ વાત આજે યાદ આવી અને ઈશ્વરને અર્થે તેનું વચન નિષ્ફળ નિવડતું નથી એ વાતની અમને વિશેષ ખાત્રી થઈ. હું એ વાતનો વિચાર કરૂં છું ત્યારે ઈશ્વરની સ્તુતિ ગાઉં છું.

જે કોઈ આ વાંચે તેણે ઉપર હિમાલયમાંના આ મૂર્તિપૂજક લોકોનાં ગામડામાં રહેનાર પુલાદ છે તેને માટે પ્રાર્થના કરવી. પીથુને પણ યાદ કરવો. તે એક વખત દારૂ પીતો હતો અને દારૂની નિશામાં હતો ત્યારે તેણે કંઈ એવો ગુન્હો કર્યો હતો કે જેને લીધે તેને એક વર્ષ જેલમાં વું પડયું હતું.

ગોપાલુની વાત કહેવાની પણ મને ઘણી ઇચ્છા છે. તે પોતે જ્યારે ૧૩ કે ૧૪ વર્ષનો હતો ત્યારે મારી સાથે પર્વત ઉપરના ચાના બાગની જગ્યામાંથી નીચે આવ્યો હતો. તે લખતાંવાંચતાં શીખ્યો અને ત્યાર પછી છબી પાડવાનું કામ શીખી પોતે સ્વતંત્ર થઇ શક્યો. તેનો બાપ એક ભરવાડ તેમજ ખેડુત હતો, પણ તે બીજી સ્ત્રી પરણ્યો હતો અને તેથી તેણે પોતાની પહેલી સ્ત્રી અને તેનાં છોકરાંઓને સાચવી કરી નહિ. ગોપાલુ પહેલેથીજ ઇસુ ખ્રીસ્ત પર પ્રેમ કરતો હતો.

એક સવારે મેં તેની આગળ એક ખ્રીસ્તી ભાઇનું ઉર્દુમાં લખેલું સુંદર ભજન વાંચી બતાવ્યું. તેનો મતલબ આ હતો:

પૂર્વના આકાશ તળે ગુંચવાડ મધ્યે
માણસ મરવા ગયો મજકાજ
કંટક મુગટ આભુષિત
તેનો માર્ગ થયો લોહીવાળ
સ્તંભ સહિત મરવા ગયો મજ કાજ
તેના હાથ પગ ખીલા સહિત
ત્રણ કલાક તપ્યા અમિત
સૂર્ય કિરણો સખ્ત અપાર
તે ગયો મરવા મજ કાજ

ત્યારે ઇસુએ તેને માટે જે દુઃખ સહન કર્યું હતું તેનું હૃદયભેદક વર્ણન સાંભળી તેની આંખમાં આંસુઓ આવી ગયાં. પોતાનું રોવું ખાળી નેતેણે કહ્યું કે, "આહા, પેલા દુષ્ટ વધસ્તંભ અને તેના ભયંકર દુઃખને લીધે તેનું જીવન આજે પૃથ્વીમાં આવું સુપ્રકાશિત થઇ રહ્યું છે!"

હિન્દુસ્તાનના માણુસોનાં આત્મારૂપી રત્નો હાથ કરી ઇસુના વીંધાયલા ચરણે મુકવાં હોય તો જે 'મોકલાએલા' છે તેમણે પણ પ્રભુ ઇસુ ખ્રીસ્તની માફક દુઃખ અને ભોગનો માર્ગ લેવો જોઇએ!

આપણી અધૂરી વાત પૂરી કરતાં મારે એ કહેવું જોઇએ છે કે હું પઠાણકોટમાં મદ્યપાનનિષેધનું કામ કરનાર બાઇ છું અને અહિ હવાફેરને માટે આવી છું એવી આ પાઇનના વનવાળા ગામમાં એકદમ ખબર

પડી ગઈ. આથી મારી પાસે લોકો પહેલાં તો બીતા બીતા પણ આવવા લાગ્યા, પણ જ્યારે તેમને એ અનુભવ થયો કે હું તેમની સાથે તેઓ મારા ભાઈઓ હોય તેમ વર્તું છું ત્યારે તેઓ મોટી સંખ્યામાં આવ્યા, અને ઓગસ્ટની ૧૨મી તારીખે અમે એક જાહેર સભા ભરવાનું નક્કી કર્યું.

આ સભામાં ઘણો ઉત્સાહ હતો તેથી મને સંસ્થા સ્થાપવાને માટે એક બીજી સભા ભરવાનું કહેવામાં આવ્યું. ઓગસ્ટની ૩૧મીએ છોકરાઓની નિશાળનો હોલ પૂરો ભરાઈ ગયો અને તે દિવસે લોકોએ પણ ૩ કલાક સુધી ધ્યાન દઈ બધું સાંભળ્યું.

વરસાદનાં ઝાપટાં અને સૂર્યનો પ્રકાશ એ બન્ને વારાફરતી આવતાં હતાં પણ લોકોનો ઉત્સાહ એટલો બધો હતો કે તેમણે આ વરસાદ વગેરે કાંઇ ગણકાર્યું નહિ.

આ પર્વતના વનમાંના ગામમાં ચાનું વાવેતર મોટા પાયા ઉપર થઈ રહ્યું છે અને તેમાં સેંકડો મજુરો કામ કરે છે. અહિંના પર્વતમાંના લોકો મોટે ભાગે ખેડુત તેમજ ભરવાડ છે ને તેઓ ચોખામાંથી બનાવેલ ચાટકી અને સુર નામનો દારૂ બહુ પીએ છે.

મી. મહમદ અઝીમ નામનો એક જંગલ ઉપરનો અમલદાર છે તેને પર્વત ઉપરનાં બહુ દૂરનાં ગામડાંઓમાં પોતાના કામ માટે જવું પડે છે, અને તેમણે મને કહ્યું કે આ દારૂ આ સુખી મુલકનો નાશ કરે છે, અને એ દારૂ લોકો પોતાના ઘરમાં, બજારમાં, રસ્તા ઉપર, પૂલ ઉપર, ઝાડની ઘટામાં, ટુંકામાં જ્યાં ફાવે ત્યાં, પીએ છે.

આ મુસલમાન અમલદારને મદ્યપાનનિષેધનું કાર્ય બહુ પ્રિય છે, તેથી તેણે દારૂને દૂર કરવા વિષે એક ઘણું જુસ્સાવાળું વ્યાખ્યાન કર્યા પછી કહ્યું કે "હું આ વ્યસન દૂર કરવાના કાર્યને સાઘ્ય કરવા માટે ૧૦ રૂપીઆ આપું છું, બીજી રકમ પાછળથી આપીશ." એજ વખતે આ નવી સ્થપાયેલી સંસ્થાના ૧૫ સભાસદોએ ૩૫ રૂપીઆની રકમ ઉભી કરી. એ ફાળો તે સંસ્થાના કાર્ય માટે વાપરવાનો હતો.

વળી આ સંસ્થાએ આજુબાજુના દરેક અગત્યના સ્થળે એકેક શાળા ઉભી કરવાનો પ્રયત્ન કરવાનું વચન આપ્યું. આવી રીતે આ કાર્યનો ફેલાવો આ દૂરના પર્વતના પ્રદેશ ઉપર પણ થઇ રહ્યો હતો.

હિન્દુસ્તાનમાં સરકાર તરફથી દારૂની બંધી થવાની બહુજ જરૂર છે. હિન્દુસ્તાનના લોકોને તેની ખાસ જરૂર છે અને અમને આશા છે કે હિમાલયથી કેપ કોમોરીન, અને અરબી સમુદ્રથી બંગાળાના અખાત સુધી દારૂબંધીનો વિજય-વાવટો થોડા વખતમાં ફરકશે.

---

## પ્રકરણ છઠ્ઠું.

### પ્રેમ સંગત.

પઠાણકોટના પુરુષોનો મદ્યપાનનિષેધક સમાજ એ નિઃસંશય પ્રાર્થનામાં "સાથી" શાળામાંની જે કન્યાઓ હતી તેમની પ્રાર્થનાનું ફળ હતું. પણ એ સિવાય પઠાણકોટમાં "પ્રેમ સંગત"ના નામથી ઓળખાતો પુરુષોનો બાઇબલ વર્ગ હતો તેના તરફથી ઘણી સાહ્ય મળેલી હતી. મદ્યપાનનિષેધનું કાર્ય શરૂ કર્યાં પહેલાં ૩ વર્ષે કેટલાક સીખ અને હિન્દુ ભાઇઓ સવારની પ્રાર્થના સાથેના મારા બાઇબલ વર્ગમાં એટલો બધો રસ લેવા લાગ્યા કે તેઓ તે વર્ગમાં પોતાના મિત્રોને પણ આણવા લાગ્યા.

લોકોની સંખ્યા એટલી બધી વધતી ગઈ કે જે ઓરડામાં અમે બેસતાં હતાં તેમાં બધાનો સમાવેશ થઇ શકે તેમ નહોતું. ત્યારે એવી સુચના કરવામાં આવી કે જો એ બધા ભાઇઓ દેવળમાં આ વર્ગ લેવાને માટે ખુશી હોય તો રવિવારે સવારે ઉપાસના પહેલાં દેવળનો ઉપયોગ તે કામ માટે કરવા દેવામાં આવશે. રવિવારે પહેલો ઘંટ "પ્રેમ સંગત"ના બાઇબલ વર્ગને માટે વગાડવામાં આવશે.

આ વાત તેમણે સહુએ ખુશીથી કબુલ કરી. તે દિવસથી પ્રત્યેક રવિવારની સવારે ૭ વાગે દેવળનો ઘંટ વાગતો અને તે આ બાઇબલ વર્ગમાં આવવાને પઠાણકોટના બધા લોકને નોતરતો હતો.

આ વર્ગ દિવસે દિવસે સંખ્યામાં વધતો ગયો તેમજ તેમાં લોકો આધિકાધિક રસ લેતા ગયા. વળી તેને વ્યવસ્થિત કરીને તેની ઉપયુક્તતા

વધારવામાં આવી હતી. તે વર્ગના માણુસોએજ પોતાના મંત્રી અને ખજાનચી પસંદ કર્યાં. થોડા વખતમાં તેમની પાસે એક નરઘો, સીતાર અને નાનું હારમોનિયમ લેવાને પૈસા ભેગા થયા, અને એ લોકોએ પોતાનું સંગીત બહુ મોહક બનાવ્યું. તેમને જે શિખવવામાં આવતા હતા તે આંતરરાષ્ટ્રીય પાઠ હતા અને તે સુંદર ચિત્રો વડે શિખવાતા હતા.

જે દૃષ્ટાંતો આપવામાં આવતા તે કેટલા મદદરૂપ હતા! આપણા પ્રભુનાં ચિત્રોથી હિન્દુઓનાં હૃદયોમાં ખાસ રીતે કોઈ લાગણી થઇ હતી. સીખ લોક કદી પોતાના માથા પરના વાળ કાપતા નથી તેમજ પોતાની દાઢી પણ કરતા નથી અને તેઓ જ્યારે આપણા પ્રભુના માથા પરના વાળ સંબંધી બોલતા ત્યારે ચિત્રોમાં બતાવ્યા પ્રમાણે તેઓ ઘણી વાર એવું કહેતા કે, જુઓ, તેના કેશ જેવાજ આપણા કેશ છે.

થોડા વખતમાંજ ગામમાં એવી અફવા ફેલાઈ કે આમાંના કેટલાક માણુસો ખ્રીસ્તી થયા હતા. ત્યાર પછી તેમની સતાવણી શરૂ થઇ.

એક સ્ત્રીએ પોતાના ધણીને ચોકમાં જમવા બેસવાની ના પાડી. હિન્દુ ધર્મમાં ખાવાપીવામાં અમુક પ્રકારની ચોકખાઈ રાખવાનું કહેવામાં આવ્યું છે અને તેના ઉપર લોકો ધ્યાન પણ ઘણું આપે છે. આ માટેજ તેમણે ચોક રાખેલા હોય છે અને તે રોજ લીંપવામાં આવે છે.

જે માણુસને આ પ્રમાણે કરવામાં આવ્યું હતું તે એક કદાવર સીખ હતો. તેના પ્રત્યે તેની સ્ત્રી આવી વર્તણુક બતાવતી હતી તેમાં તેના સીખ ભાઇઓનો પણ હાથ હતો. આવો માણસ પોતાની સ્ત્રી પાસેથી આવું કેમ સહન કરતો હતો તે મેં તેને પુછ્યું. ત્યારે તેણે જવાબ આપ્યો કે, "એનું કારણ હું પણ સમજી શકતો નથી. અગાઉ તેણે મારૂં આથી પણ ઘણું થોડું અપમાન કર્યું હોત તો હું તેને મારત અને મારા ઘરમાંથી કાઢી મૂકત, પણ હું ઇસુ ખ્રીસ્તને ચાહવા લાગ્યો છું ત્યારથી મારામાં મોટો ફેરફાર થઇ ગયો છે. હવે તો મને તેની માત્ર દયાજ આવે છે, અને હું ધીરજ રાખું છું અને તેમ કરી જે પ્રકાશ હું પામ્યો છું તે પામવામાં તેને સાહ્ય કરૂં અને જે ઇસુ ખ્રીસ્તે મને આવી અંતરની શાંતિ આપી છે તેને તે પામે એવી હું પ્રાર્થના કરૂં છું."

આ વર્ગના બીજા એક સીખને આ બાઇબલ વર્ગ છોડી દેવાનું કબૂલ ન કરવા માટે ત્રણ દિવસ સુધી ખોરાક આપવામાં આવ્યો નહોતો.

જ્યારે મદ્યપાનનિષેધનું કામ શરૂ થયું ત્યારે પ્રેમ સંગતના માણસો તેમાં સૌથી વધારે ઉત્સાહથી કાર્ય કરવા લાગ્યા. તેઓને પોતાનું ઘણું કામ હતું. તેમનામાં કોઈ ખેડુત હતા અને કોઇ કારીગર હતા. એક દિવસ પણ પોતાનું કામ છોડી દેવું એ તેમનો મોટો ભોગ હતો. દારૂથી બીજા માણસોને બચાવવાના કામ માટે તેમને એટલો બધો ઉત્સાહ હતો કે તેઓ ઘણી વખત જ્યાં મોટા મેળાઓ ભરાતા અને હજારો માણસો ભેગા થતા ત્યાં જઇ પોતાનો તંબુ કોઇ ચોકખી અને ઘટાવાળી જગ્યામાં નાખતા, પોતાની પ્રેમ સંગતનું નામ તંબુ પર લટકાવી પછી પોતાનાં વાજીંત્રો કાઢી એકાદ મદ્યપાનનિષેધક ગીત ગાઇ કલાકના કલાક સુધી જે ગીતો અને ભજનો તેમને પ્રિય હતાં તે ગાતા. લોકો આ ભજન રસથી સાંભળતા અને તેવીજ નવાઇ પણ પામતા. તેઓ કહેતા કે "આ તે વળી કોણ છે? લાગે છે તો સીખજ! તેમને દાઢી છે, મોટા વાળ છે, અને તેમનો પોષાક પણ સીખનો છે, પણ તેઓ ઈસુ ખ્રીસ્ત વિષેનાં ગાયનો કેમ ગાય છે?"

આ લોકો જવાબ આપતા કે "તમને સાંભળવું ન ગમે ત્યારે તમે જતા રહેજો. અમને આ ગીત ગાવામાં બહુ રસ પડે છે તેમજ તેથી અમને દિલાસો મળે છે અને તેથીજ અમે અહિં આવેલા છીએ. અમારૂં અહિં આવવાનું બીજું કારણ એ છે કે પંજાબના લોકો દારૂથી પાયમાલ થતા જાય છે એ માટે પણ અમે તમને ચેતવવા આવ્યા છીએ."

તેઓ હમેશાં આનંદથી પાછા ઘેર આવતા અને પોતાની સાથે દારૂ ન પીવાના વ્રત માટે ઘણી સહીઓ લાવતા. આવી જગ્યાઓમાંથી તેઓ જ્યારે પાછા આવતા ત્યારે તેઓ મારી સાથે ખાનગીમાં વાત કરવા આવતાં, તે વખતે કોઇ તેમની માફક ઇસુ ખ્રીસ્ત પર પ્રેમ કરવા લાગ્યું હોય તો તે વિષે તેઓ મને કહેતા.

મારા હૃદયમાં દિવસે દિવસે વધારે સબળ થતી જતી એક હડી આશા એ છે કે આ પ્રેમ સંગતમાંથી એક મંડળી થશે

જે પોતાનું ખર્ચ ઉપાડશે તેમજ પોતાનો વિસ્તાર પણ પોતાની મેળેજ કરશે. આ લોકો પ્રકટીકરણના પુસ્તકને બહુ ચાહતા હતા. તેમનામાંથી કેટલાક વધારે આગળ વધેલા હતા અને તેમની સાથે હું રોજ સવારે બાઇબલ વાંચતી હતી અને આ પુસ્તક તેમની સાથે સર્વ કરતાં છેલ્લું વાંચ્યું હતું.

એક સવારે જેના ઘરમાં સતાવણી ચાલી રહી હતી એવો તે સીખ છઠ્ઠો અધ્યાય વાંચી રહ્યા પછી બોલ્યો કે "યુરોપમાં આ મહાન યુદ્ધ થઇ રહ્યું છે તેનું કારણ હું હવે સમજ્યો છું. ઇશ્વરે તે આગળથી કહી બતાવ્યું હતું. રાતો ઘોડો અને તેનો સ્વાર આવ્યા છે અને તેમણે પૃથ્વી ઉપરથી શાંતિ લઇ લીધેલી છે."

અમારૂં કામ પૂરૂં થયા પછી તે પાશ્વરોજ બજારમાં ગયો અને ત્યાં જઇ તેણે લોકોને કહ્યું કે જો તેમને ભવિષ્યમાં જે બધું થવાનું છે તે વિષે સાંભળવું હોય તો છોડીઓની શાળામાં જવું અને ત્યાં મિસ સાહેબ તેમને બધું કહેશે. આ ઉપરથી ઘણા લોકો મારી પાસે આવ્યા અને તેમણે મને કહ્યું કે "અમને રાતા, કાળા, ધોળા ઘોડા વિષે વાત કરો. પેલો ભાઇ અમને તે વિષે બહુ કહે છે અને તેથી અમારે તે વિષે બધું સાંભળવું છે." આ ઉપરથી મેં તેમને રાજરાજેશ્વરની પધરામણી વિષે કેટલુંક કહ્યું અને તેની અસર પણ તેમના ઉપર સારી થઈ હોય એમ મને લાગ્યું.

એક દિવસે સવારના તેણે ઉલ્લાસયુક્ત મુદ્રાથી મારી આગળ આવીને કહ્યું કે, "જ્યારે હું આજ સવારે રસ્તા ઉપર આવતો હતો ત્યારે મેં આકાશમાં અદ્ભુત વાદળાં જોયાં અને તે શ્વેત રંગનાં હતાં ત્યારે મેં મારા મનમાં કહ્યું કે, 'કદાચિત્ મહા પ્રભુ આમાં આવતો હશે'."

આ પ્રેમ સંગત પોતાના સભાસદ તેમ માણસોની હાજરી બહુ નવીન રસ્તે મેળવતી હતી. રવિવારે સવારે વહેલા તેના સભાસદમાંનો એક દેવળના દરવાજા આગળ રસ્તાઓ ભેગા થતા હતા ત્યાં બેસાડવામાં આવતો હતો અને તે રસ્તે જતા લોકોને કહેતો કે, "ઓ ભાઇઓ, તમે મહેરબાની કરી આ દેવળમાં જરા વારને માટે આવશો તો તમારૂં કલ્યાણ થશે એવું સાંભળવાનું તમને મળશે."

એક દિવસ ફીરપુનો બાપ ત્યાં લોકોને બોલાવવાને ઉભો હતો એવામાં એક માણસ એક બકરાને લઇને આવ્યો અને તેને પણ આ પ્રમાણે આમંત્રણ આપવામાં આવ્યું. પેલાએ જવાબ આપ્યો, "પણ અરે ભાઈ, મારાથી આ બકરો બહાર રાખીને કેમ જવાય? એમ કરૂં તો કાંતો એ ખોવાઇ જાય અથવા કોઈ તેને ચોરી જાય."

ત્યારે ફીરપુના બાપે જવાબ આપ્યો, "ફિકર નહિ, બકરાને પણ ભેગો લાવ."

ત્યાર પછી જ્યારે વર્ગ આગળ હું બેઠી ત્યારે મેં તે માણસને દેવળના એક ભાગમાં તેના બકરાનો કાન પકડીને બેઠેલો દીઠો. એ તરફ કોઇનું ધ્યાન ખેંચાયું નહોતું અને તેથી મેં આ વિચિત્ર દેખાવ જોઈને મારૂં હસવું બંધ રાખ્યું. તે વાતથી મને ખુશી થઇ, અને આ માણસો હજુ ખ્રીસ્તી થયા નહોતા છતાં જે શાસ્ત્રનાં વચન પર તેમને આટલી બધી પ્રીતિ હતી તે બીજાંને સંભળાવવાને તે ઘણાજ ઉત્સુક હતા તે વાતના વિચારથી મારી આંખમાં આંસુઓ ભરાઇ આવ્યાં. ખરેખર ઇસુ ખ્રીસ્ત તેમના ઉપર પ્રેમની નજરથી જોતો હતો.

અઠવાડીઆના કોઇ બીજા દિવસની સવારે જ્યારે પ્રેમ સંગતમાંથી આગળ વધેલી સંગત પોતાનો પાઠ શીખતી હતી ત્યારે એક નવો મુસલમાન ગૃહસ્થ અંદર આવી બેઠો. જ્યારે મેં તેમને કહ્યું કે ઇસુ સિવાય બીજા કોઈથી તારણ પ્રાપ્ત થવાનું નથી અને તે ઇશ્વરનો પુત્ર છે, ત્યારે તે મુસલમાને કહ્યું કે, "ઇસુ મોટા પેગંબર હતા એ વાતનો હું સ્વીકાર કરૂં છું પણ તેથી વધારે હું કબૂલ કરી શકતો નથી."

ફીરપુનો બાપ જે એક સુંદર પુરૂષ હતો તે બોલ્યો, "ઓ મુસલમાન ભાઇ, ઇસુ ખ્રીસ્ત પેગંબર કરતાં અધિક છે, તે ઇશ્વરનો પુત્ર છે."

તેની આ આવી સાદી અને ચોકખી રીતે આપેલી કબુલાતથી મને ઘણું સાંત્વન મળેલું છે. એ માણસે એ વખત પ્રાર્થનામાં હાજરી આપી હતી તે તેની છેલ્લી વખતની હતી. તેને તરત એક પ્રાણઘાતક રોગ થયો અને તે ગુજરી ગયો, પણ તેણે પોતાની માન્યતા અમારી આગળ પ્રકાશિત કરી હતી.

મદ્યપાનનિષેધની સભાના સભાસદો બીજું કેટલુંક વ્યક્તિગત કાર્ય પણ કરતા હતા. તેમનું એક કાર્ય દારૂ પીવાની બાબતમાં નબળા મનના લોકોને સાથ કરી તે વ્યસનમાં પડતાં બચાવવાનું હતું. એક દિવસ મેં જાગૃત રહેનારી કમિટી નીમવાની સૂચના કરી. સાધારણ રીતે આ લોકો મારી સૂચનાઓ એકદમ સ્વીકારી લેતા હતા, પણ આ સૂચના જેણે દારૂ પીવો છોડી દીધો હતો એવા એક પૈસાદાર સીખને ગમી નહિ. તેણે ઉભા થઇને કહ્યું કે "મિસ સાહેબ, આવી જાગૃત રહેનારી કમિટિની જરૂર નથી. પ્રત્યેક સભાસદ બીજા સભાસદો ઉપર કેવા ધ્યાનથી નજર રાખે છે એ તમે જો જાણતા હો તો તમને ખબર પડત કે આવી કોઈ કમિટિની જરૂર નથી."

દારૂ પીનારાઓ અને સ્વચ્છંદી જીવન ગાળનારાઓમાંના ત્રણ જણાએ આ મદ્યપાનનિષેધની સંસ્થામાં ન ભળવાનો નિશ્ચય કર્યો હતો. માસિક સભાના દિવસે મદ્યપાનનિષેધના ઉત્સાહી કાર્યકર્તાઓ તેમને અમારી સભામાં લાવવાનો પ્રયત્ન કરતા હતા તેમાંથી બચવાને માટે તેઓ તેમના ઘરમાં કોઇ અંધારા ઓરડામાં ભરાઇ રહેતા અને તેમાં લગભગ ૧૨ કલાક સુધી રહેતા. તેઓ કહેતા કે "જે કોઇને દારૂ પીવો હોય તેણે પેલા દેવળથી દૂર રહેવું. એક વખત તમે મદ્યપાનનિષેધની સભામાં ગયા કે પછી તમારે વ્રત લેવુંજ પડશે, અને એક વાર તમે વ્રત લીધું કે પછી આખું ગામ તમે તે પાળો છો કે નહિ તેની ખબર રાખવાનું અને તમારે તે પાળ્યા વગર છુટકો નથી."

દારૂની દુકાન ઉપર બરાબર ચોકી રાખવામાં આવી હતી. તેની પાછળજ અમારા ભલા ન્યાયાધીશની કચેરી હતી. તેની એક બાજુ પોલીસ સુપરિન્ટેન્ડન્ટની કચેરી હતી. આ માણસ એક ઉંચો અને શરીરે મજબુત મુસલમાન હતો અને તે મદ્યપાનનિષેધની તરફેણમાં હતો. તેની આગળ પુરૂષો માટેની સરકારી ઇસ્પિતાલ હતી જેમાં એક હિન્દુ ડાકટર હતો અને તે અમારી સભાનો એક મોટો આગેવાન હતો. જે કોઇ માણસ દારૂ પીવો છોડી દે અને તેથી તેના શરીરને કાંઈ હરકત પહોંચે તો આ ડાકટર તેને મફત દવા આપતો હતો. કોઈ કોઇને દારૂ છોડવાથી દુઃખ થતું હતું, પણ એ વિષે બહુ સંભળાતું નહોતું. ઘણા

લોકો એમ કહેતા કે દારૂ પીવાનું તેઓ ત્રણ મહિના સુધી છોડી દે તો પછી તેને માટે તેમને ઇચ્છા રહેતી નહોતી. પણ મને ખબર હતી કે જ્યારે જ્યારે એ લોકો દારૂની દુકાન પાસે થઇને જતાં તેની ગંધ લે ત્યારે ત્યારે તેમને માટે જોખમ હતું.

જે સીખે દારૂમાં પોતાની બધી દોલત ખોઈ નાખી હતી તે છોકરાઓની સરકારી શાળામાં શિક્ષક હતો. તેણે મને કહ્યું કે, "જ્યારે મને દારૂ પીવાની તીવ્ર ઇચ્છા થઇ આવતી હતી ત્યારે મને દારૂની દુકાનમાં જવાનું ઘણા જોરથી મન થતું." પણ પછી તે પોતાનું જોખમ વિચારતો અને એકદમ દૂર ખુલ્લી જગ્યામાં માઇલના માઇલ દોડી જતો અને ઘેર પાછો ખુબ થાકીને આવતો.

ઇશ્વરના સ્વરૂપ પ્રમાણે સૃજાયેલા માણુસોની આગળ આવું જોખમ મૂકવું એ કેટલું ઘાતકી કાર્ય છે એ વાત આ દેશના ખ્રીસ્તી રાજ્યકર્તાઓ સમજે તો કેટલું સારૂં!

પુરૂષો જે વ્રત લેતા હતા તેમાં તમાકુનું નામ નહોતું, તોપણ કેટલાકે તે પીવી છોડી દીધી હતી. અમારા સેક્રેટરી લગભગ બધા મુસલમાન માફક હુક્કો પીતા હતા. પણ એક દિવસ મદ્યપાનનિષેધનું જે બધું કાર્ય થયું હતું તેનો વિચાર કરતાં તેણે કહ્યું કે, "હું કેટલો સ્વાર્થી માણુસ છું! મારી આસપાસ બધા મારા ગરીબ ભાઇઓ દારૂ પીવો છોડી દે છે અને દારૂ પીવાની ઇચ્છા સામે એ લોકો જબરૂં યુદ્ધ કરે છે. શું હું તેમની સાથે જરા પણ દુઃખ સહન નહિ કરૂં? હું હુક્કો પીવો છોડી દઇશ." તેણે તેમ કર્યું પણ ખરૂં.

એક દિવસે નિશાળની છોડીઓ મારી પાસે આવી અને મને કહ્યું કે, "મિસ સાહેબ, અમારે શાળામાં મદ્યપાનનિષેધની એક સંસ્થા સ્થાપવી છે. અમે જાણીએ છીએ કે અમારે આ કાર્ય અહિં કે અમારે ઘરે કરવાનું નથી, પણ અમારે આ પ્રશ્ન એવી રીતે વિચારવો છે કે જ્યારે અમે દુનિયામાં જઇએ ત્યારે અમે બીજાને દારૂથી બચાવવામાં સાહ્ય કરી શકીએ. એ સિવાય એક બીજી બુરી ટેવ લગભગ અમારાં બધાંના ઘરમાં જોવામાં આવે છે. અમારા બાપ અને ભાઇઓ તમાકુ પીએ છે અને કોઈ કોઈ વાર સ્ત્રીઓ પણ પીએ છે. મહેરબાની કરીને અમને તમાકુનું જે

નીકોટીન નામનું ઝેર તેના ખરાબ પરિણામ વિષે માહિતી આપો, એટલે અમે તે વિષે બીજાંને જણાવી શકીએ." આ સંસ્થા લગભગ વીસેક સભાસદથી સ્થાપવામાં આવી અને તેની માસિક સભાઓ થવા લાગી.

થોડી વારમાંજ હવે આ છોડીઓ આગ્રહથી એવી પ્રાર્થના કરવા લાગી કે તેમના બાપ અને ભાઇઓ તમાકુ પીવી છોડી દે. આવી જાતની વિનંતીઓ વારંવાર કરવામાં આવતી: "મહેરબાની કરીને પ્રાર્થના કરશો કે મારો બાપ હુક્કો પીવો છોડી દે." અથવા "મહેરબાની કરી પ્રાર્થના કરશો કે બીડી પીવી એ પાપ છે એવું મારો ભાઈ સમજે."

ઘણુંજ થોડા વખતમાં આ પ્રાર્થનાઓનો ઉત્તર પણ મળવા લાગ્યો અને તેને માટેની ઉપકારસ્તુતિ સાંભળવી એ મને બહુ સારૂં લાગતું. અમારી શાળામાં ૩ બેનો હતી અને તેમનો વૃદ્ધ બાપ એક મંડળીનો પાળક છતાં પણ હુક્કો પીવાનું છોડી શકતો નહોતો તેથી તેમને બહુ દુ:ખ થતું હતું. આ છોડીઓ હમેશાં તેને માટે પ્રાર્થના કરવાનું કહેતી. એક સાંજના એક બેને કહ્યું કે "બાપા કહે છે કે તમાકુ પીવી એ તો એક સામાજિક રીત છે. હુક્કો પીવાથી લોકો સાથે વધારે સહેલાઇથી ભળી શકાય છે એમ તે માને છે. વળી તે કહે છે કે હુક્કો પીતાં પીતાં તેને તેના વ્યાખ્યાન વિષે વિચાર કરવો ઠીક પડે છે."

આના જવાબમાં એમ કહેવામાં આવ્યું કે તેમણે એવી પ્રાર્થના કરવી કે તેમનો બાપ એ જોઈ શકે કે લોકો સાથે હુક્કો પીવા કરતાં તેમની સાથે થોડી પ્રાર્થના કરવી એ તેમની સાથે ભળવા માટે વધારે સારૂં સાધન છે.

એક પછી એક એમ ઘણી છોડીઓએ પોતાના ઘરમાં તમાકુ પીવાની ટેવ ઉપર વિજય પ્રાપ્ત થયો છે એમ જણાવ્યું તેથી આ ત્રણ બેનોને પોતાના ઘર માટે બહુ દુ:ખ થતું અને તેમની પ્રાર્થનાઓ હૃદયભેદક હતી. આખરે એક સાંજે તેમણે કંઈ સારા સમાચાર આપવાના હશે એમ લાગ્યું; કારણકે તેઓ હસતે મોઢે પ્રાર્થના કરવા આવી તેમાંથી સૌથી મોટી જેનું નામ રોઝા હતું તે પહેલીજ વારે ઉભી થઈ અને બોલી ઉઠી કે "બેનો, આજે અમારા આનંદમાં ભાગ લો. આજે મારા વહાલા પિતા પાસેથી એક પત્ર આવ્યો છે. તેમાં તે લખે છે કે ઇશ્વરે તેને હુક્કો પીવાનું છોડી દેવાની શક્તિ આપી હુક્કા માટેની ઇચ્છા પણ ઇશ્વરે તેની

પાસેથી દૂર કરી છે. વળી તે લખે છે કે તેના કામમાં અત્યારે તેને જેટલો આનંદ મળે છે તેવો આનંદ તેને આગળ કદી થતો નહોતો, કારણકે તે હવે આ ટેવનો ગુલામ નથી." સૌએ એ ત્રણ બેનો સાથે આનંદ કર્યો.

જી. નામની જગ્યાના મિશનરીને પોતાની મંડળીના પાળકો અને બીજા ખ્રીસ્તી કામદારો બીડી પીતા હતા અને તેઓ આ એક નજીવી બાબત ધારી તે છોડવાને તૈયાર નહોતા તે માટે બહુ દુ:ખ થતું હતું. એક વખત ત્યાં મંડળીના વડીલોની સભા ભરાવાની હતી. આ વખતે સભાની એક બેઠક પેલા અમૃતસરના સુધારકને પોતાનું વ્યાખ્યાન આપવા માટે રાખી હતી. અમારી પઠાણકોટની મંડળીમાંનો જે વડીલ ત્યાં પ્રતિનિધિ તરીકે ગયો હતો તેણે ત્યાંથી પાછા આવતાં ખબર એવી આપી કે તેણે બીડી પીવી છોડી દીધી છે. તેણે કહ્યું કે "હું જી. માં મંડળીના વડીલોની સભામાં હાજર હતો. ત્યાં એક માણસ દૂરથી અમને મદ્યપાનનિષેધનું વ્યાખ્યાન આપવા માટે આવ્યો હતો. તેના પહેલાજ શબ્દો એ હતા: 'ખ્રીસ્તી ધર્મ પાળનારા બંધુઓ, હું જાણું છું કે હું આજે એવા શ્રોતાજનો આગળ ઉભો છું કે જે દારૂને મારી માફકજ ધિક્કારે છે, અને તેથી હું તે વિષે બોલી તમારો વખત લેવા માગતો નથી. પણ હું હિન્દી ખ્રીસ્તીઓમાં જડ ઘાલેલી એક બુરી ટેવ છે તેને વિષે બે શબ્દ કહેવા માગું છું તો કૃપા કરી મને ક્ષમા કરશો. હું તમાકુ પીવાની ટેવની વાત કરૂં છું. તમારો ધર્મ બધા ધર્મ કરતાં વધારે આધ્યાત્મિક છે. તમારા ખ્રીસ્ત પોતાના અનુયાયીને પવિત્ર જીવન ગાળવાનું કહે છે. તો પછી તમે તમારાં જીવનને આવી બુરી અને ગંદી ટેવથી શા માટે દૂષિત કરો છો?'."

અમારા વડીલે કહ્યું કે, "આ શબ્દો મારા હૃદયમાં ઉતરી ગયા. મેં મારા મનમાં કહ્યું કે 'આ માણસ હિન્દુ છે, છતાં તે આપણા ધર્મની પવિત્રતા વિષે અને તેને આવી બુરી ટેવથી કલંક ન લગાડવાનું આપણને કહે છે, તો પછી મારે તે છોડી દેવીજ જોઇએ'."

ત્યાર પછી તે પ્રાંતમાંના લગભગ બધા આગેવાન ખ્રીસ્તી કામદારોએ તમાકુ પીવાની ટેવ છોડી દીધી હતી.

આ વાત વડીલોની બીજી સભામાં ઉપાડી લેવામાં આવી હતી, અને જ્યારે વડીલોની મહાસભા મળી ત્યારે બહુ થોડા પાળકો અને વડીલોએ

બીડી પીવા અને પીવરાવવા માટે એકાંત શોધી હતી. તે વખતે જેમને બીડી પીવી હતી તેમણે લોકોની દૃષ્ટિ બહાર એક ખૂણે જઈ તે પીધી હતી. પ્રાર્થનામાં આ પ્રકારની શક્તિ રહેલી છે!

મદ્યપાનનિષેધની હિલચાલનું એક સારૂં પરિણામ એ થયું હતું એ કે લોકો દારૂની દુકાન અને તેને લગતા બધાને તિરસ્કારવા લાગ્યા હતા. કોઈ તે પોતાના ઘર આગળ રાખવા ખુશી નહોતો. જે નવા ડેપ્યુટી કમિશનર આવ્યા હતા તેણે એક દિવસ પડ્ડાણુકોટની મદ્યપાનનિષેધની સંસ્થાને કહેવરાવ્યું કે જોકે તે આ દારૂની દુકાન તદ્દન બંધ કરી શકે તેમ નહોતું તોપણ આ સંસ્થા એ દુકાનને તેની હાલની જગ્યામાંથી ખસેડી જ્યાં લઈ જવા માગતી હોય ત્યાં તે મોકલવાને તૈયાર હતો. આ હુકમ અમને ૧૯૨૬ના નવેમ્બરની ૨૨મીએ મળ્યો. જે ન્યાયાધીશે અમને અમારા કામમાં ઘણો મોટો ટેકો આપ્યો હતો તેની બદલી અમૃતસરમાં થઇ હતી અને તે ઉંચી પાયરીએ ચઢ્યો હતો. આ ઉપરથી એ જોઇ શકાય છે કે સરકારે તેની બરાબર કદર કરી હતી વળી સરકારે તેને રાય સાહેબનો ખિતાબ પણ આપ્યો હતો. આ ખિતાબ જે લોકોએ સામાજિક કે રાજકીય સેવા કરી હોય તેમનેજ આપવામાં આવે છે.

અમારા સુભાગ્યે જે ગૃહસ્થ તેની જગ્યાએ આવ્યો હતો તે પણ અમારા કામમાં પૂરા મનથી ભાગ લેતો હતો. ડેપ્યુટી કમિશનરનો જે હુકમ આવ્યો હતો તે તેમના દ્વારા આવ્યો હતો. તેણે મને એક ચીઠ્ઠી લખીને જણાવ્યું કે "ડેપ્યુટી કમિશનર દારૂની દુકાન હાલ છે ત્યાંથી દૂર મૂકવા માગે છે. કૃપા કરીને તમે તે કયાં મુકવા માગો છો તે મને જણાવશો."

અમારી કાર્ય કરનારી કમિટિ એકદમ બોલાવવામાં આવી અને અમે સહુ આ દુકાનને માટે એક નવી જગ્યા શોધવા નીકળી પડયાં. પહેલાં તો અમે એક નાના ત્રણ ખુણાવાળા સરકારી જમીનના ટુકડા આગળ આવી ઉભાં. ન્યાયાધીશને એમ લાગ્યું કે આ જગ્યા વસ્તીથી દૂર છે, પણ તેની પાસેજ એક યુરોપીયન રહેતો હતો. તેણે થોડા વખત પહેલાં વ્રત લીધું હતું. તે સાહેબે તે દુકાન ત્યાં ન રાખવા માટે એવા જોરથી વાંધા લીધા, કે અમારે બીજી જગ્યા શોધવા જવું પડયું. ત્યાર પછી અમે સીખ લોકોના મહોલ્લા પાસે આવ્યાં અને ત્યાં દૂર તે

મહોલ્લાનો કચરો નાખવામાં આવતો હતો એવો એક જમીનનો પડતર ટુકડો અમારા જોવામાં આવ્યો. કોઈએ કહ્યું કે આ સ્થાન દુકાનને માટે ઠીક છે. આ ઠેકાણે ઘણા પ્રકારની દુર્ગંધ તો નીકળ્યાજ કરતી હતી તેથી તેમાં આ દારૂની દુકાનની ગંધ જણાશે નહિ. અને અમે આ વાતનો વિચાર કરતા હતા તેવામાં એક સીખ આવ્યો અને બોલ્યો કે "ભાઇઓ, અમારી સ્ત્રીઓને જવા આવવા માટે આ એકજ રસ્તો છે અને જો તમે અહિં દુકાન મૂકશો તો અમારે ઉપલા અમલદારો પાસે એ દુઃખ દૂર કરવા માટે જવું પડશે."

અમારે આ દુકાન જ્યાં તે ન જોઈતી હોય ત્યાં મૂકવીજ નહોતી તેથી અમે આગળ ચાલ્યાં અને ખાટકીવાડો કે જ્યાં મુસલમાનો ગોમાંસ પણ વેચતા હતા ત્યાં આવ્યાં. હવે અહિં કોઇ હિન્દુ બનતાં લગી જાયજ નહિ, કારણકે જ્યાં ગોમાંસ વેચાતું હોય ત્યાં ગોવધને હિન્દુ મહા પાપ ગણતા હોવાથી જતા નથી.

એક હિન્દુ વકીલ હુશિયાર ને જુવાન હતો અને મદ્યપાનનિષેધના કાર્યમાં સારી રીતે ભાગ લેતો હતો તે હસતાં હસતાં બોલી ઉઠ્યો કે "જો આ દુકાનને તદન ઉઠાડીજ મૂકવી હોય તો તેને આ ખાટકીની દુકાન આગળ મૂકવી; કારણકે જે મુસલમાનો અહિં આવે છે તે ઘણું કરીને દારૂ પીતા નથી, અને હિન્દુને દારૂ પીવાની ગમે તેવી ઇચ્છા થાય પણ તે અહિં આવી શકે તેમ નથી."

આ ગોવધના પ્રશ્નથી હિન્દુસ્તાનમાં જેટલા ધાર્મિક બખેડા થાય છે તેટલા ભાગ્યેજ કોઇ બીજા પ્રશ્નથી થતા હશે. આ વાત યાદ કરીને પેલા નવા ન્યાયાધીશ જેમના મનમાં શાંતિ અને સુલેહના વિચાર રમ્યા કરતા હતા તેમણે કહ્યું કે આ જગ્યામાં દુકાન રાખવી એક દાચિત્ સરકાર પસંદ નહિ કરે.

હવે આ દારૂની દુકાન માટે કોઇ સ્થળે યોગ્ય કે અયોગ્ય જગ્યા રહી નહોતી. આખરે અમે જ્યારે ગામની બહાર ફરી ફરીને થાક્યાં હતાં ત્યારે ન્યાયાધીશ એક ખેતરમાં ઉભા રહ્યા અને બોલ્યા કે "આપણે પઠાણકોટમાં મદ્યપાનનિષેધની સંસ્થા સ્થાપી છે અને આપણે તેને માટે એક સારૂં ગૃહ પણ બાંધ્યું છે. તો પછી અહિં દારૂની દુકાન શા માટે જોઇએ?

ચાલો, આપણે બહુમતથી તે દુકાનને બંધ કરાવીએ. આપણે ૩,૫૦૦ સહીઓ ભેગી કરીએ અને પછી ડેપ્યુટી કમિશનરને આ દુકાન તદન બંધ કરવાને માટે અરજ કરીએ." આ વાત સહુએ કબુલ કરી.

થોડાં અઠવાડીઆં પછી સેંકડો સહીઓવાળી દારૂની દુકાન બંધ કરવાની એક અરજી ઉપરના અમલદારો પર મોકલવામાં આવી હતી. આ વખતે મારે હિન્દુસ્તાન છોડવાનું હતું તેથી આ બાબત હું પુરી કરી શકી નહિ, પણ આ ગામ દારૂ પીવાની વિરૂદ્ધ છે એ જોવાનો આનંદ મને પ્રાપ્ત થયો હતો.

દારૂ વેચનારને તેના ધંધામાં ઘણું નુકશાન થયું હતું એ ખરૂં છે. તેણે એક વખત એક હિન્દુ જુવાન વકીલ પાસે જઇને કહ્યું કે "આ મદ્યપાનનિષેધની સંસ્થાથી મને ઘણું નુકશાન થયું છે, તેથી મારે તેની સામો કેસ માંડવો છે અને તમને વકીલ રાખવા છે."

તે જુવાન વકીલે જવાબ આપ્યો કે "એ વખત હવે જતો રહ્યો છે એમ મને લાગે છે. થોડાં અઠવાડીઆં પહેલાં હું પોતે એ સંસ્થામાં જોડાયો છું."

આ કાર્યમાં મિશનરી જોડાય છે તેથી એક ઘણો મોટો લાભ છે અને તે એ છે કે તેથી ખ્રીસ્તી નામને દારૂના સંબંધમાં જે ડાઘ લાગેલો તે અમુક અંશે દૂર થાય છે. લોકો ફરી ફરીને એવું કહેતા સંભળાય છે કે ખ્રીસ્તી થયા એટલે દારૂ વગેરે પીવાની છુટ મળી ગઇ છે.

મિસ લુઇઝા મારસ્ટન પોતાની "જય વા પરાજય" નામની મદ્યપાનનિષેધની ૧૯૧૨માં પ્રસિદ્ધ થયેલી એક વાર્તામાં તેના એક માણસ પાસે આ પ્રમાણે કહેવડાવે છે :—

"આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના મંગળમય નામની સાથે આ વાતનો શો સંબંધ છે એ જોવાની જે બધા પોતાને ખ્રીસ્તી કહેવડાવે છે તેમની પૂરેપૂરી ફરજ છે. એ વાતથી ઇસુનું બદનામ તો નથી થતું એ સહુ કોઇએ પૂર્ણ રીતે વિચારવું જોઇએ.

"આ દેશમાં તેના પવિત્ર નામને કઇ વસ્તુ સહુથી વધારે દૂષિત કરે છે ? એ વાત તો નક્કી છે કે તેના શિષ્યો દારૂ પીનારા છે અને એ તેના નામને બદનામ કરે છે. હવે જો આમ હોય તો આપણી સહુની એ ફરજ છે

કે આપણે દારૂ પીવાની ટેવને દૂર કરવી જોઇએ. તેને દૂરજ કરવી જોઇએ! જેથી ઇસુના નામને કલંક લાગે તેવું આપણે કરવુંજ નહિ જોઇએ. સેંકડો વર્ષો પહેલાં ખ્રીસ્તી દેશોમાં એવો પોકાર પડયો કે ખ્રીસ્તની કબર મુસલમાનોના હાથમાંથી છોડાવવી જોઇએ, અને એ પોકારથી હજારો અને લાખોના લાખો લોકો ઇસુના નામની નિંદા અટકાવવા માટે લડવા નીકળી પડયા.

"આજે એવોજ પોકાર આપણી આગળ આવ્યો છે. આ દેશમાં ઇસુનું નામ નિંદાય છે. માટે આપણે તેનું નામ જે સર્વથી પવિત્ર છે તેને લાગેલું કલંક દૂર કરીએ, અને તેના અનુયાયીઓ દારૂ પીવાના શોખીન છે એ કહેવાતું બંધ કરી તેને બદલે તેઓ પોતાના પવિત્ર જીવનથી જે બધું ભુંડું હોય તે પ્રત્યેના તિરસ્કારથી ઓળખાય તેમ કરીએ."

મેં હિન્દુસ્તાન છોડયું ત્યાર પહેલાં મને પ્રેમ સંગતના બે સીખ સભાસદ તરફથી બે કાગળો મળ્યા હતા. મારી પાસે જે કાંઇ છે તેમાં આ બે કાગળો બધાથી વધારે પ્રિય છે. આ બેમાં જે મોટો હતો તેણે લખ્યું હતું કે:—

"તમે મદ્યપાનનિષેધની સંસ્થા અને પ્રેમ સંગતનો બાઇબલ વર્ગ કાઢયાં તે આપણા દિવ્ય પિતાની પ્રેરણાને લીધે થયું. એને માટે પઠાણકોટના બધા લોકો તમારાં હમેશના આભારી રહેશે.

"મારે તમને મારા પોતાના વિષે થોડું કહેવું જોઇએ. ઇશ્વરે મને મારા બાળપણથીજ તેને માટે પ્રેમ બક્ષ્યો છે, પણ તેને કયાં શોધવો તેની મને ખબર નહોતી. મેં જુદા જુદા ધર્મના પંથો તપાસ્યા, ઘણાં શાસ્ત્રો વાંચ્યાં અને ઘણા ધર્મગુરૂઓને પણ મળ્યો, પણ તેમાંનું કોઇ મને ઇશ્વર બતાવી શકયું નહિ.

"પાંચેક વર્ષ પહેલાં હું આ સંબંધમાં અશાંત ચિત્તવાળો હતો ત્યારે મેં તમારા બાઇબલ વર્ગમા આવવું શરૂ કર્યું અને તમને બાઇબલ શીખવતાં સાંભળ્યાં. તેમાંથી હું એ શીખ્યો કે આપણા વ્હાલા પ્રભુ મૃત્યુ ઉપર વિજય પામીને જે દિવ્ય પિતા પાસેથી તે આવ્યો હતો ત્યાં જીવવંત પાછો ગયો. ઇશ્વર કેવો છે એ વાતની મને ત્યારે ખબર પડી. આથી મારા હ્રદયમાં શાંતિ અને આનંદ આવ્યાં અને હું તમારી સભામાં આવતો ગયો. ૧૯૧૬ના જુનની એક રાત્રે અગીયાર વાગે લુકની સુવા-

તીમાં મેં જે વાંચેલું હતું તેનું મનન કરતો હતો ત્યારે મેં ચોકખા શબ્દોમાં એવી વાણી સાંભળી કે 'કોણ મારો સેવક છે?' આ ઉપરથી હું એકદમ બોલી ઉઠયો કે 'હું છું.' તે વેળાએ મેં મારી આગળ પ્રકાશિત વસ્ત્ર પહેરેલા એક સુંદર પુરૂષને મારી ઉપર અતિ કરૂણામય નજરથી જોતો જોયો. થોડી વારમાં આ દૃશ્ય દેખાતું બંધ થઇ ગયું, પણ મારૂં હૃદય તો આનંદથી ભરપૂર થઇ ગયું. કારણકે મારા પ્રભુને મેં જોયો હતો એવી મને ખાત્રી થઇ હતી."

નાની ઉંમરના સીખે આ પ્રમાણે લખ્યું હતું:—

"તમે મારા જેવા એક મોટા પાપીને તારણનું જ્ઞાન આપવાને માટે જે મોટો અને ઉત્સાહભર્યો પ્રયત્ન કર્યો છે તેને માટે હુ તમારો પૂર્ણ અંતઃકરણથી ઉપકાર માનુ છું. મારૂં હૃદય પત્થર જેવું હતું, પણ પ્રભુ ઈસુ વિષે સાંભળ્યા અને જાણ્યા પછી તે મીણ જેવું નરમ થઇ ગયું છે. હવે હું પ્રકાશ પામ્યો છું. હવે મને માર્ગ મળ્યો છે હું ઇસુ ખ્રીસ્તને મારા પૂર્ણ હૃદયથી ચાહું છું. તેના સિવાય હું બીજા કોઇને ઓળખતો નથી. હું માનું છું કે તે એકજ ઉદ્ધારનાર છે અને ઈસુ સિવાય બીજો કોઇ તારનાર હું જોતો નથી.

"પહેલાં હું અંધકારમાં હતો. હું એમ માનતો હતો કે ઇશ્વર પાસે જવાના ઘણા રસ્તા છે. પણ મારી બેન, તમે મારી આગળ સાચો પ્રકાશ, ઈશ્વરનો શબ્દ ધર્યો અને મેં ઈસુને જોયો.

"હું અજ્ઞાની હતો, પણ તમે મને બધું એવી સ્પષ્ટ રીતે સમજાવ્યું કે હું સમજી શકયો. જેમ પાણી વિના માછલી જીવી શકતી નથી તેમ પ્રેમ વગર હું ખરેખર મરીજ જાઉં."

આ કાગળ મળ્યા પછી મને એક ખ્રીસ્તી ભાઇએ કહ્યું કે આ કાગળના લખનારે તેને દેવળમાં બોલાવ્યો અને કહ્યું કે "ચાલો, આપણે ઘુંટણીએ પડીને પ્રાર્થના કરીએ." તેણે એવી પ્રાર્થના કરી કે તે મને સત્ય સિવાય બીજું કંઇ લખે નહિ, અને પછી પેલા માણસને કહ્યું કે "હું જે લખાવું તે લખ," અને તેનો સંદેશો ઉપર મુજબનો હતો.

સમાપ્ત.